# સરોદે પાકદામની

અને

# સિતમે મિનાર.

યાને

મુંબઈમાં રાજાબાઈ ટાવર ઉપરથી તા૦ ૨૫ મી એપ્રેલ ૧૮૯૧ ને દીને બનેલી ગમખાર હુનારત, ત્હેની તલાશ અને લોક-લાગણીનો; પારસી ગુજરાતી જબાનમાં, બયત અને ગાયનરૂપી મુખ્તેસર એહવાલ.

બનાવનાર,

**ફિરોજશાહ રૂસ્તમજી બાટલીવાલા**

તે ફિરોજી ગાયન, સરોદે અવસ્તા, ઈત્યાદિનો કર્ત્તા.

**બયત.**

અશા જાન તન સાફ દામાન પાક,<br>
અગર રંજથી ખલકમાં થાય ખાક;<br>
મિનોઈ જહાંને મળે નેક સુ:ખ,<br>
ભલે ગેતી ત્હેને ગણે પૂર દુ:ખ.

મુંબઈ,

વર્તમાન છાપખાનાંમાં

મનચેરજી હોશંગજી જાગોસે છાપ્યું છે.

સને ૧૮૯૨ ઈસવી.

કિમ્મત સવા રૂપિયો.

# અર્પણપત્ર.



## બયત.

તજી માલ મિલ્કત મુબારક વતન,
કિધી ફક્ત ખુદ-દીનની ખુબ જતન;

જહા જોઇ છોડ્યું નહી દિન-ઇમાન,
યહાં હિન્દ આયાં તજીને ઇરાન;

ગણો તે વડીલનાંજ પુન ને પ્રતાપ,
ન ફાવી મજહબપર ફનાની તરાપ;

સહૂ તે અશોનાં રવાનો ઉપર,
પહડી આફરીનો નમાઉંછ સર;

દુઆના કલામે વધાવી શિતાબ,
કરૂંછું નજર આય અદના કિતાબ.

## ફૂલમાળાબંદ—દૂમિલા છંદ.

હક નામ ભજી તર પાર કરો;-થઇ નેક અરે બસ પાપ ડરી.૧
શક જામ તજી કર પ્યાર ખરો;-લઇ એક ખરે હસ બાપ વરી.૨
ચક ફામ હજી ચર ટાર સરો;-જઇ છેક ઘરે ઘસ કાપ ચરી.૩
તક દામ લજી સર દાંર ડરો;-ગઇ ટેક થરે ઘસ છાપ ફરી. ૪
શક હામ સજી ભર હાર નરો;-ભઇ વેક કરે જસ આપ કરી.૫

## ખુલાસો.

૧—અરે ઇનસાનો! ખુદાના નામનું ભજન કરી, બસ પાપથી ડરી, રૂડાં બનીને, આ સંસારરૂપી સાગરમાંથી, તમ્હારી દેહરૂપી (તર) હોડીને, સલામતીને કિનારે પાર ઉતારો.

૨—ત્હેની (ખુદાની) હસ્તી વિષે ત્હારાં મનમાં કોઈબી શક હોય તો, તે ગાફેલ કરનારી જામને તજીને, ત્હેની (ખુદાની) ઉપ્પર ખરો પ્યાર કર; અને તે એકનેજ ખરેખર ત્હારાં દિલમાં સમાવી લેઇને, તે દુનિયાના બાપ સાથ લગનના (ખરા પ્યારના) ગાંઠથી જોડાઇ યાને તે એકનીજ ઉપર કુરબાન થઈને સદા હસ્તો રેહ.

૩—હજુરબી તું ત્હેની ઉપર ત્હારૂં પક ધ્યાંન લગાડી ત્હેની યાદ કર, અને જે પાપી ઝેરો ત્હારાં દિલમાં લાગેલોછે ત્હેને ત્હેનાં છેક થડ સુધી ચસી જઇ, કાપી નાખીને દૂર કર.

૪—આ ઇનસાન્યતની હસ્તીની જે તહને સરસ તક મળી છે ત્હેની કિમ્મત પિછાણી, ત્હારી કરણી જોઇને તું શરમાઇને જે ગુનાહરૂપી (દાર) સુળીમાં તેં માથું આપ્યુંછ તેથી ડર; અને જે ત્હારી આબરૂ તું ખોઇ બેઠોછ, તેનો બુરો છાપ ચસી કાહડી ત્હારી રૂડી કરણીનો ભલો છાપ ત્હારી હસતીનાં લખતની નીચે પાછો માર.

૫—હજુરબી હામી ભીડી ત્હારી (શકની) ફત્તેહની મ્હોર (સીલ-છાપ) નો સણગાર સજી, ત્હારેજ હાથે જશ કરી ત્હારાં ગળાંમાં પ્હેરવા કાજે, વગર દાઘનાં કરણીરૂપી ફૂલોનો હાર બનાવવા સારૂ ત્હારે હાથે ઝડપ કર. (કારણ કે જેમ આ એહુ પાકદામન બાનું ઓ અચબૂચ દુનિયાંથી ચાલી ગઇ તેમ ત્હારે પણ વખતે જવું પડશે.)





હ શ **પાકદામન બાનુંઓ,** ડ સ

શ કુ ત બાઇ બચુબાઇ ગોદરેજ ન રો ખ

ધ ક

અને

બાઇ પીરોજબાઇ કામદીનનાં

હા

ના મ દા અશો ફ્રેરોહરોની દા ટા

જ ફા યાદમાં. હા ર પ્યા

પા

સ લ સ

થ ભ જી ભ ધ ધ

ઈ ગ ભ હ ર ફ્ર રી વ

લ જ ત ત ક ક ડ

ફૂલ-માળાબંધ,

વે છા કા

ને કુ ટે **દૂમિલા છંદ.** આ પ બા

એ છે પા

ક થ ધ ધ

અ રે ઘ જ સ હ

ખ બ

# બાબદોનું સાંકળિયું.

——:o:——

પાનું.

બાઈ બચુબાઈ અરદેશર
ગોદરેજ.

ઉમર વરસ ૨૦.

બાઈ પીરોજબાઈ સોરાબજી
ટામદીન.

ઉમર વરસ ૧૬.



[આ સબીઓ મરહુમ બાઈઓએ આગલ ચારેક વરશની વાતપર પડાવેલા ફોટોગરાફ ઉપરથી લીધી છે, કે જે વેલાએ બાઈ પીરોજબાઈ બચપણમાં હોવાથી તેમની સબી વગર સાડીની પાડવામાં આવેલી હતી.]

૪૯૫૨

# સરોદે પાકદામની.



## શુરૂઆત:

મુસ્તજાદ.

(શું ઉડાઉં વાત હું ત્હારીજ આગલ ઓ ખુદા;)
(તું ભરમ સહુ જાણે.——એ રાહ.)

શું કરૂં હું બ્યાન ગમનું કલ્મ[1] તે લખતાં અરે,
નહિ ચાલતો મ્હારી;
ખ્યાલ કરતાં હાય ફાટે આય છાતી તો ખરે,
શુધબુધ ગઈ સારી. ૧

જે સિતમ બસ સાંભળી શયતાનબી ધ્રૂજી રડે,
ઢાંકી શિકલ કાળી;
કેમ નજરે જોઇ તે, મુજ નર્મ-દિલ ધીરજ ધરે,
પામી જખમ કારી. ૨

પાંપણોની કલ્મ લઇ ખડિયા ભરી બે ચશ્મના,[2]
આંસૂ સિહાઇથી;
દીલનાં કાગજ ઉપર બસ હાથ લખતાં નહિ ઠરે,
ધ્રૂજી રહ્યા ભારી. ૩

હાય ને અફસોસના જે સુખ્ન[3] ઝટ નિકળી રહ્યા.
ફીરોજનાં મુખથી;
તે સુણાઉં છું હવે કરતાર ત્હારે આસરે,
મ્હારી ફરજ ધારી. ૪

---

૧ કલમ. ૨ આંખના. ૩ સુખન, બોલ.

# મુંબઇ શહેર.

## બયત.

અજબ શહેર મુંબઇ જહાં–આશકાર.[1]
સરસ હિન્દમાં જેહનો પૂર બહાર;
દિપે બહાર પુરનૂર[2] જિન્નત[3] મિસાલ.
કિધી ઇલ્મ ને હુન્નરોએ કમાલ;
ઇમારત ઘરો બાગ, ગુલ્ઝાર મહેલ.
કરામત કુનેહનો ગજબનાક ખેલ:
રાજાબાઇ નામે દિપે છે મિનાર.
ખરા ઇલ્મનો જે ખુબીવંત બહાર.
જુઓ જાણિતો પ્રેમચંદ રાયચંદ.
કળા ને કુનેહમાં ખરો અકલમંદ;
ખિલી જહાર મુંબઇ રૂને રોજગાર.
કરોડો રૂપૈયા મળ્યા બેશુમાર;
ખિક્યો શેર સટ્ટા ખિલ્યું એકબાલ.
પુછે જેહને સહુ ભવિષના સવાલ:
દિધા ત્હાર સરકારને લાખ ચાર.
રૂપૈયા સરસ બાંધવાને મિનાર;
કુશાદે યુનીવર્સિટીનું મુકામ,
અને લાઇબ્રેરીપર ખરચવા તમામ;
થયો ત્યાર જહારે મિનારો સરસ.
છતરપર ઊભાં પૂતળાં ને કળસ;
જુઓ પ્રેમચંદે કહાડ્યો કલામ,
દિધું તેહને માતનું પ્રીય નામ.

---

૧ દુનિયામાં જાણિતું. ૨ નુરથી ભરેલું. ૩ બહેશ્ત, સ્વર્ગ.

બસોથી વધૂ ફીટ ગાજી ઉપર,
હમેશાં કરે શેહેર કુલપર નજર;

ચહડીને સહુ કોઇ દેખે શાહેર,
હજારો મકાનો અને બાગ ઘેર;

ભલો બહાર જોતાં નજર જાય દૂર,
શુકર સહુ ગુજારે ખુદાની હુજૂર;

વળી એક ઘડિયાલ જડિયું બુલંદ,[1]
તહેમાં કળ્બૂ જે રહેતું ન બંદ;

હમેશાં વજાડે તરેહવાર રાગ,
ટકોરા પડે શેહેર ગાજે અથાગ;

હજારો જણો જોઇને આ કિસબ,
થતાં નાર નર સહુ ખરેખર અજબ;

નથી દેખવાને અરે કૈં મનાઇ,
સિફ્તર[2] જેહની આશકારી[3] જાણાઇ;

તબક્કા[4] બનાવ્યાછ તહેમાં અનેક,
દમે કોઇ ઉપ્પર ચહડીનેજ એક;

બિજાળી ચહડતાં થતો બહુજ ત્રાસ,
ત્રિજામાં હતું એક ઘડિયાલ ખાસ;

અગાશી દિસે તેહને તર્ફ ચાર,
ઇુનારત બની જાંહથી દુઃખકાર;

હવે હું કરૂં છું બિજું એક બ્યાન,
જરા સાંભળો સહુ ધરી નેક ધ્યાન.

---

૧ ઉંચ. ૨ તારીફ. ૩ જાણીતી. ૪ મજલા, માળ.

# એક સુખી જરથોશ્તી કુટુમ્બ.

### બયત.

સરસ શહેરનો ભાગ ગુલ્જાર[1] કોટ,
વણજનું મથક જે ગણાએછ મોટ;

હતો જાંહ દરિયો બની ત્હાં જમીન,
પુરાયા ખડક ખોહ ને સાથ ખીણ;

ઇમારત જહાં આજ શોભે અપાર,
ઘરો કારખાંનાં દુકાનો વખાર;

નવે મોહિખાને જુઓ ઘેર એક,
કબીલો વસે જેહમાં બહુજ નેક;

કુટુમ્બી અટક જેહની ગોદરેજ,
સહૂને ચહેરે હતું ખૂબ તેજ;

હલીને મળી સહુ રહે ખુશ ખુશાલ,
રહે તન જુદાં, જાન એકજ મિસાલ;

હતી તેહમાં બે સુરત માહજબીન,[2]
નિખાલસ દિલોની જબાંને શિરીન;[3]

ભલી સાથ ભોલી હતી બેહુ નાર,
ગુલાબે ભરેલો ચમનનો[4] બહાર;

બચૂબાઇની સાથ પીરોજબાઈ,
બની જોડ એની સુગુણમાં સવાઇ.

---

૧ ફુલના બાગ જેવો શોભિતો. ૨ ચંદ્રમાં જેવા ચેહરાવાલી (મરહુમ બાઇ બચુબાઈ અરદેશર ગોદરેજ તથા મરહુમ બાઇ પીરોજબાઇ સોરાબજી કામદીન.) ૩ મીઠી, મધુર. ૪ બાગનો.

પિરોજબાઇના બાપ તો બેરજોર,
ડોસીબાઇ માનું કુમકવંત જોર;

સહેરાબ ધનજીભાઈ કામદીન,
દિલોજાન ખાવિંદ સાબિત યકીન;

ભલાં ભાઇ બ્હેનો મળી સાથ કુલ્લ,
બન્યો એક તૂરો જુદાં સર્વ ફુલ્લ;

બચૂબાઇ તેણીની પિત્રાઇ બ્હેન,
હતું જેણિનાં મગજમાં પુખ્ત જેન;[1]

હતો પ્યાર તો અર્દશિરનો[2] અપાર,
ખરા ચૂસ્ત ખાવિંદની મ્હોરદાર;

એદલજી પિદરએ તજી આય જહાંન,
કિધું કેં મુદત થઇ બહેશ્તે મકાન;

ગરિબ રાંક માદિર ઑદરબાઇ નેક,
હતું જેણિનું આય ફરજંદ એક;

હમેશાં કરી નેક ખાવિંદ યાદ,
બચૂબાઇને જોઇને રેહ શાદ[3];

હતી તેણિની બસ ઉપર કુલ્લ આસ,
જતનથી ઉધારી ધરી ધ્યાન ખાસ.

હવે સાંભળો શું થયું એક રોજ,
પડ્યો જેથકી દિલઉપર સખ્ત બોજ;

જવા માસીને ઘેર પડિયાં બહાર,
બપોરે હતો જહાર ત્રણનો શુમાર.

---

૧ હુશિયારી, અકલ. ૨ મી૦ અરદેશર બરજોરજી ગોદરેજ તે મરહુમ બાઈ બચુબાઈનો ખાવિંદ. ૩ ખુશાલ.

# બે પાકદામન બાનુંઓ.

૫૬

આ તનનું કર આતશખાનું. } એ રાહ.
સગપણ સાચું શાનુ ભાઈ. }

હસતે મુખડે ઘરથી નિકળી બે અબળાઓ ચાલીરે;
એક સુરત સૂરજ સમ શોભે બિજી માહ મુખવાલીરે. ૧

સાદાં સાફ સજી લુગડાં સહુ તજિયા ઠાઠો ઠાલીરે;
બહેન સમાની બેહુ જાણીએ પ્હેરી સાડી કાલીરે. ૨

નિર્મળ મન ને પાક બદન નેકીની મુખપર લાલીરે;
એકજ કુળનાં નેક ઝાડની ગુણવંતી બે ડાલીરે. ૩

બેહુ બહેન પિત્રાઇ હતી રે ગોદરેજ કુળ—બાલીરે;[1]
વળી નાણંદ અને ભોજાઈ કુલ કુટુમ્બને વ્હાલીરે. ૪

બચુબાઇ ભોજાઇ, નણંદ પિરોજબાઇ જશવાલીરે;
વીસ વરસ એકે જોયાં બીજીએ સોલ દિવાલીરે. ૫

હતાં મધન શુભ લગન સગનથી પણ નહિ મોજ નિહાલીરે;
જોઇ નહી સંસાર બાગની સુખવંતી હરિયાલીરે. ૬

ફિરોજ કુહેછે હલીમળીને ઘર છોડ્યું સંભાલીરે;
શું જાણે કે મ્હોત પકડશે હવડાં હાથો ઝાલીરે. ૭

૧ ખાનદાનની દીકરીઓ.

# હુનારતનો સંજોગ.

બ યત.

હવે શું થયું સાંભળો તે સુજાન;
ગયા મુરતમાં કેમ આ બેહુ જાન.

પિરોજબાઇતો હાથમાં કેં કિતાબ;
ધરીને ઉલટ સાથ ચાલી શિતાબ.

બચૂબાઇનીતો હતી કમ-નજર,
નિકળતી ન બાહેર ચસ્મા વગર;

હતું માસીનુ ઘેર તો ક[illegible]મ્હાર,
ભરાએછ જે પાસ ચીરા-બજાર;

અરે! પણ તહાંનો ફર્યો બસ વિચાર,
થયો યાદ તો રાજાબાઈ મિનાર;

થઈ હોંશ જોવા મિનારો તુરત,
હુનારત ભરેલું અભાગ્યું મુરત;

ઘણા રોજની આ હતી દીલ-આસ,
ફળી તે જહારે, ગયા જાન ખાસ.

ગયાં હોંશભર બસ ફનાને મુકામ;
ભરી જાંહ રાખી હતી મ્હોત-જામ.[1]

હરખભેર તો નીકળી બેહુ બ્હેન,
ઉઠાવી કદમ પામિયાં સુ:ખચેન;

ધરી પાંખડી બેહુએ હર્ખ સાથ,
કરી વાત ચાલ્યાં ધરી નેક હાથ;

---

૧ મહોતના શરાબનું પ્યાલું.

પડી રાહમાં તો ઘણાંની નજર,
ખુશીમાં દિઠાં આય બે બેખબર.

પહોંચ્યાં મિનારા નિકટ[1] હોંશાપૂર,
થયો જોઇને 'તુર્ત ગમખ્વાર ખૂર;[2]

ઉછળતું હતું જેહ દરિયાઇ આબ,
ગમીમાં દબી તે ગયું બસ શિતાબ;[3]

કિધી આફ્તોની ઘણી નેક શાન,
અરે! પણ સમજિયાં નહી તે નિશાન;

હવાએબિ કહાડયો રૂદનનો પુકાર,
થયાં તોય નહિ ગફ્લતીથી બિદાર;[4]

ભલાં દીલ જહેમાં નહી કાંઇ પાપ,
ન ચેત્યાં અરે! આય જમની તરાપ;

હજારો ઉમેદ ભરેલી સુજાન,
ઉઠાવી ગઈ સંગ-દિલની ખિઝાન;[5]

ખિલ્યાં જહાંન-બાગે જુઓ નેક ફૂલ,
ઘડી એકમાં તો થયાં બેહુ ધૂલ;

હતે જાણ કે આવશે આજ મ્હોત,
કદીબી જતું આ મિનારે ન હોત.

અરે! પણ જમે કૈં ન આપી ખબર,
ન જેથી રહી હાય જોવા સબર;

ઉભો જે હતો તાંહ દરબાન[6] ખાસ,
રજા દેખવાને લિધી તેહ પાસ;

દિધા ચાર આના મઘન થઇ અપાર.
ખુશી થઈ ખરીદી કમ્હોતી કટાર.

---

૧ નજદીક, પાસે    ૨ ખુરશેદ, સુરજ.    ૩ તુરત.
૪ જાગરૂત, સજાગરૂ.    ૫ નાશનો પવન.    ૬ ચોકીબાંન, દરવાજાનો રખવાલ.

# મ્હોત સદા માંથે ભમે છે.

## ગ જ લ.

(તપો આ જ્હાંનમાં નિત રાજ ત્હારૂં.—એ રાહ.)

સદા સરપર[1] ભમે છે મ્હોત ત્હારૂં !
અરે ! ઓ માનવી તું માન મ્હારૂં ! ૧

જુઓ હસ્તાં નિકળિયાં ઘેરથી જે;
ફરી જોવા ન પામ્યાં ઠામ પ્યારૂં. ૨

જમે આખર કરી ગાફિલ ભમાવ્યાં;
મિનારાને ગયાં જોવાજ સારૂં. ૩

ખુશી થઇ જઇ પડી જમને હવાલે;
ન ધાર્યું કે થશે ત્હાં કૈં નઠારૂં. ૪

ભરી વસ્તી અદાલતનીજ સાંમે;
ત્રિજે પ્હોરે હતું જ્હારે નકારૂં. ૫

કહે ફીરોજ સાંભળ બ્હેન મ્હારી !
ભરમ ભેદી ભવિષનું છે થનારૂં. ૬

---

# મિનારાની મોહકાણ.

## બ ય ત.

ઉપરતો ગઈ બેહુ આ નેકજાદ;
ચડ્યો દમ કિધો બસ ખુદાવંદ યાદ.

પલકમાં ખુશી થઇ હવે બેહુ નાર,
કરામત અજબ જોઇને બેશુમાર;

દિઠાં કાંઇ જ્હાજો દિઠા પ્હાડ દૂર,
દિઠો મસ્ત દરિયાવ ખુબ આબ-પૂર;[2]

---

૧ માથાંપર. ૨ પાણીથી ભરેલો.

તરેહવાર મ્હેલો તરેહવાર બ્હાર,
તરેહવાર રચના દિઠી બેશુમાર;

અદાલત-વડીને, દિઠી પાસ ભાઇ,
વળી સેક્રેટેયેત ઇમારત સવાઇ;

ઉરન સાથ ઘારીપુરીનો કિનાર,
મહાલક્ષ્મી વાલકેશ્વર બહાર;

દિઠાં દૂર કેં નાળિયેરનાં ઝહાડ,
હતાં જેહ કરતાં પવન સાથ લાડ;

નિચેતો દિઠાં લોક ચલિયાં મિસાલ,
અજબ જોઇ રચના થયાં બહુ ખુશાલ.

ખુશી ખુર્રમીનો હુવે લેઇ લાગ,
છુપાયો હતો જે બુરો હવસ-નાગ;

વખત જોઇ, અચબૂચ મારી તરાપ,
કિધી ખૂનખારી લિધા બહુ શરાપ;

કિધી હાય ખાનાખરાબી અપાર!
સિતમગાર ઓ સખતદિલના મકાર[1] !!

અરે હીચકારા! બદીના ગુલામ!
કિધું શું બુરા તેં બહાદૂર કામ?

સતાવેછ તું નાર નાજૂક પૂર!
જવાંમર્દથી[2] કાંય ન્હાસેછ દૂર?

બુરી તુજ ચશમથી બુરા શેયતાન!
અરે! કાંય લૂટેછ સુખનાં મકાન?

દિઠો આસમાને કિધો આ પુકાર,
દિધી તુર્ત લાનત હજારો હજાર;

---

૧ મકરબાજ, ચરતમાર. ૨ હિમતવાંન મરદથી.

લખી મેં લિધા નીચલા• તે કલામ,
ફરી સાંભળી લે અરે બદ-ગુલામ!

## બદ હવસનાં કરતૂક.

### મુસ્તજાદ.

(દિલકે દેનેસે કિસીકો મુજે ઇનકાર નહીં.—એ રાહ.)

અરે બદહવસ! ના દેખાડ તું બદ-શિકલ કારી!
બુરી નાપાક ત્હારી!
ખરે કેવી કિધી તેં ખલ્કમાં[1] બસ ખૂનખ્વારી!
સતાવી જાનદારી.[2] ૧

કરી દે તુર્ત ત્હારાં નહેસ્ત કદમો દૂર હ્યાંથી!
અરે આયો છ ક્હાંથી!
ખમાતો નહિ બુરો આ દોર ત્હારો નેક જ્હાંથી!
અતીશય જુલ્મગારી. ૨

ખુશી થઇને બુરા શયતાનને તું તો હસાવે!
સદા દોજખ વસાવે;
બની રાજી ભલાં ભોલાં દિલોને તું ફસાવે!
કપટ ખાડે ઉતારી. ૩

અશો આબેદની[3] તેં બંદગી બરબાદ કીધી!
તજાવી રાહ સીધી;
ભરી બદમસ્ત[4] જામો તેં ફસાવી પાઇ દીધી!
કિધા કૈં જખ્મ કારી. ૪

નિકળ બદકાર બળજો આ બુરો અવતાર ત્હારો!
ખરે જોછે અકારો;
કહે ફીરોજ નહિતો હું કરિશ બસ તુર્ત ન્યારો!
જુતીનો માર મારી. ૫

---

૧ દુનિયામાં. ૨ ઇનસાનપત, જીવતાલા હસ્તી. ૩ બંદગી કરનારની.
૪ બુરી મસ્તીવાળી.

# પાક દાંમન કાજે લડત.

## બયત.

જાણાચો પછી એક મ્હોટો ભરમ,
થતાં આ મિનારે હતાં બદકરમ;
તરેહવાર બોલાયછે વાત યાર,
કહું શું હકીકત અરે! બેશુમાર;
ગરક જાય ધરતા ન રૂહે આસમાન,
ડુબે બસ પલકમાં ખલકનું મકાન;
પડે નહિજ વરસાદ જાગે દુકાળ,
જગત એક પલમાં બને પાયમાલ.
અરે ઓ ફલક[1]! તું ઉભું રૂહેછ કાંય?
ટુટી પડ તુરત! કે બદી ગર્ક જાય!
રખેવાલ પાતાળના! ખોલ દ્વાર!
ઉઘાડી તુરત નાખ મસ જહાન-ગાર[2]!
ઉઠાવી સહૂ પાપિઓ માંહ્ય નાખ!
જરાબી નિશાંની યહાં તું ન રાખ!
ખુશી થાય જેથી ખરે આય જહાંન.
ગુજારે શુકર નેક ખોલી જબાંન.
હવે બેહુ આ નારનો એહવાલ.
સુણાઉંછ થઇ કેમ તે પાયમાલ.
હતા કોઇ બદમાશ આયા ઉપર,
પ્રગટિયો હવસ જો પડી બદનજર;

---

1 આસમાન, ગગન. 2 દુનિયાનો ખોહ, પાતાળ.

અટૂલીજ દેખી અને લાઇલીજ,
કસદ[1] બદ કિધો લૂટવા ત્હાંજ લાજ;
હતે કોઇ બીજું અગર આજ સાથ,
બુરાના કદીબી ઉપડતે ન હાથ.

અગાશીજ વાલે તબક્કે જહાર,
પહોંતી હવે આય બે નેકકાર;
બિજાં સાથ તો ત્હાં દિઠાં આય વખ્ત.
અરે! ચાર બાળક ખરે નેકબખ્ત.

હવે કુલ્લ હિંગામનો લેઇ સાર,
ચિતારૂંછ અદના કલમથી ચિતાર;
રખે કેહતો! ફક્ત ખ્યાલી તરક,
બન્યું હોય ત્હેમાં નથી કૈં ફરક.

ઉપર જહાર પહોંચી જુઓ બેહુ નેક,
ધસી કોઇ આયો જફાકાર એક;
બુરી નેમથી તો ધરી ભાઇ પૂઠ,
હવસ બાદુએ જહાર મારીજ મૂઠ;

ફરી જહાર નીચે હવે બેહુ નાર,
ધરી પૂઠ તેવોજ ધસિયો મકાર!
નિચેને તબક્કે ગયાં જહાર એક,
ગજબ જોઇ બીધાં હવે બેહુ નેક;

હરખની જગાએ થયું દર્દ પૂર,
ગુલાબી ચહેરે થયું જર્દ[2] નૂર;
છુપાયા જુલમગારના હમશરીક[3],
અટૂલાંજ[4] દેખી, તજી કુલ્લ બ્હીક;

---

૧ પેરવી, તજવીજ. ૨ પીળું. ૩ સાથીઓ, મસલતીઆ. ૪ એખલાંજ.

ઉલટિયા ઉપર હાય! લુટવાજ લાજ!
શરમ રાખ તું! ઓ ગરીબંનવાજ!!
સુરત આદમીની સિરત[1] એહવાંન,
ખવાસે ખવિસ ખસ્લતે શેયતાંન;
પિપ્પાયા ચહેરા અને જુલ્ફ-બાલ[2],
બદનપર નખડિયાં વરૂની મિસાલ;
ઘણાએક જખમે થયાં હેયરાંન,
ન તોયે તજ્યું પાક-દામન ઇમાન;
થઈ સામએ તે દિલાવર દલેર[3],
લડી બાથબાથે કહાડ્યો કહેર[4];
તરફ એકતો બેજ નાજુક નાર,
બિજી તર્ફે જ્યાદા મરદનીજ હાર;
હતી એક મિસ્લે અશો અર્નવાજ[5],
બિજી તેણિની બ્હેન તો શ્હેરનાજ[6];
બની એક દવલત દિલાવર દલેર[6],
બિજી નેક ગુલબાનું ગુલરંગ-ચ્હેર[6];
હફાર્વા છુટી થાઇ આવી ઉપર,
ફરીથી પડ્યાં તેજ બાળક નજર.

---

૧ ખસલત, કરતુક. ૨ માંથાના લટકતા બાલા. ૩ હિમ્મતવાંન.
૪ જુલ્મ. ખફ્ગી. ૫ ઇરાનના પુરાતન પાહદશાહ જમશેદની બેહુ બેહેનો.
૬ જુઓ તા૦ ૧૯ મી મેએ ૧૮૯૧ નું જામે જમશેદ: જેમાં "ગીસાલ એજહારે ગીઆન ઇરાનમાં" આવોજ એક બનાવ નીચે મુજબ લખેલો જણાવે છે:—"વલી જુઓ કે જામાસ્પ અરશતાંનીની ગુલબાનું અને દોલત નામની બે બેટીઓને નેકામાં લેવા સારૂં, એક બદકાર મગાલે તન વરસ સુધી પાછલ લાગી જ્યારે કઇ વલ્યું નહી ત્યારે, એક દહાડે તે બાપડીઓને નવરૂં જોઈ અજીઅત પહોંચાડવા ચાહી, એટલાંમાં દોલતે ઘરના થાંભા ઉપર ચહડી પડોસના ચોકમાં કુદી, ઇજત અને જાન બચાવ્યો. પણ ગુળબાનું જે બોઘલું હતી, તેણીએ પોતાની દામાન બચાવવા, ભુસાંના કોઠારમાં ભરાઇ બારણું બંધ કીધું, તેથી પેલા ચંડાલે ચીરડાઇને આગ લગાડી જેમાં તે બાપડી બળી ભશ્મ થઇ."

સિહા બેદ પર જે ભલાંથી ઉજાસ,
પછી કેં પડ્યો જ્હાર ચાલી તપાસ.

પરેશાન[1] જુલ્ફો ફટેલો લિબાશ[2],
ધડકતાં દિલે હાંફતાં લેઇ સ્વાસ;

ઉભાં બાળકો પાસ જઇ નેકનામ,
મુખોથી નિકળિયા ધિરજના કલામ;

તુરત એક બોલી "યહાં આવ બ્હેન,
ઉભુંછ પારસી બાળકોનુંજ સેન";

અરે! પણ તહાંબી ધરી પૂઠ યાર!
છુટી જો ગયા ફંદથી તે શિકાર;

ફરી તેજ બદમાશ[3] આર ઉપર,
બિજાઓ તહાંતો ન પડિયા નજર;

ડરી ધૂજિયાં જોઇને જુલ્મગાર,
"મરેરે મરેરે," કિધો દુઃખપકાર;

ફરી જોઇ ત્હેને થયાં દર્દ-પૂર,
બન્યાં બહુજ આતુર જવા તુર્ત દૂર;

મગર[4] તન ઉપર નહિ મહલાજો દરૂસ્ત,
અરે! જોઇ ધ્રુજિયાં, થયાં દીલ સૂસ્ત;

હવે આંખ સાંબે થયો અંધકાર,
ફરે મગજ નહિ કાંઇ સૂજે વિચાર;

ઉતરવા નિચે લેઇને આય હાલ,
પડી દીલમાં એ ખયાલેજ ફાળ;

અગાશી ઉપર બ્હાર ગઇ બેહુનાર,
તહાંબી ધસ્યો, દુઃખ થયું બેકિનાર;[5]

---

૧ હેરાંનગતી પામેલાં, વિખરાયલાં. ૨ પોશાક, લુગડાં. ૩ બુરો, બુરી ખસલતનો. ૪ પણ. ૫ બેહદ.

# નસિહતના સુખન.

## ગજલ.

(તેરે સાની અગર કોઈ બશર હોવે તો મૈં જાનું.–એ રાહ.)

વચનપર જાય ગરદન તો–બલાસર તું જવા દેજે;
બજિદ જો જાય સહુ ધન તો–વગર ડર તું જવા દેજે. ૧

દિનો ઇમાનને સારૂ–અગર થાએ વતન ન્યારૂં;
બગીચા બાગ ને પ્યારૂં–ભલે ઘર તું જવા દેજે. ૨

નસીહત[1] નેક નહિ માની–ખફા થઇ નહિ કદર જાણી;
તજી જો જાય દિલજાની–હવાપર તું જવાદેજે. ૩

સુખન જુઠા કહી દેતાં–ન બચશો રૂસ્વતો[2] સહેતાં;
અગર જાએ ખરૂં કહેતાં–સહુ જર તું જવા દેજે. ૪

કહે ફીરોજ પોકારી–જરા સુણ બ્હેન ઓ મ્હારી;
બચે દામન અગર તહારી–ભલે સર તું જવા દેજે. ૫

# જાન ઉપર દામનની સરસાઇ.

## બયત.

હવે લોકના હું કહું છું સુખન;
ખરાં ધ્યાનથી સાંભળો સહુ સજન.
દિઠા જો કસાઈ અગાશી ઉપર,
બિજી તર્ફ ચાલ્યાં બની બેસબર;
પુઠે વાઘ, આગલ પશૂ બેજબાન,
લિધા ભાઇ ચક્કર અરે! એ સમાન;
ફરી કૈંક ફેરા ચહડી જ્હાર થાક,
રડીને કિધો યાદ દાદાર પાક.

---

૧ શિખામણ. ૨ ફજેતી, લોકહસી.

"અરે ! ઓ ખુદાવંદ પરવરદિગાર !
જરા સાંભળી લે ! હમારો પુકાર !

નથી કોઇ વાલી સિવા તું ખુદાય !
વગર મ્હોત મરિયેંછ રે હાય ! હાય !

ભરમ ભેદ તો કુલ્લ જાણોછ આપ !
અગર જાન તજિયેં ન ગણશો જ પાપ !

લુટાએ લજ્યા ને પછી જાય જાન !
નથી લાભ ત્હેમાં અરે મ્હેરબાન !

સુગંધી અગરની[1] ગઈ વખ્ત એક !
પછી તે બળેલું ગણાએ ન નેક[2] !

ઉડી જાય ગુણ ને [illegible] જે ઘસાય !
ન અકસિર[3] જડી તે કદી કેહવાય !

સડે જે ફળો ને કળી કૂમલાય !
ભલી હસ્તી ત્હેની નહીં કેહવાય !

સતી સત ગુમાવ્યા પછી ખાક થાય !
બળે નાથ[4] સાથે નહીં સ્વર્ગ જાય !

અરે ! નહિ લડાતું ચહડી પૂર થાક !
ત્હને સોંપિયેંછે હવે જાન પાક."

નખાવી દિધું બસ કહી આ સખૂન,
બચૂબાઇએ પાક ચ્હેરેનમૂન[5];

અગાશી ઉપરથી પડી બસ બજોશ[6],
ઉડી તે મુજીના ગયા તુર્ત હોશ;

રહ્યો ચોળતો બેહુ નાપાક હાથ,
કિધી તુર્ત મસલત મગજનીજ સાથ;

---

૧ એક ખુશબોદાર લાકડાંની. ૨ ભલું. ૩ ગુણ કરનારી.
૪ ખાંવિંદ, ધણી. ૫ ખુબ સુરત. ૬ જોશથી.

ઉઠાવી પિરોજબાઇનું પાક અંગ,
દિધું હાય! ફેંકી ઉપરથી સલંગ;
અગર ગ્વાહ[1] કરતે નહી આય ઠાર,
થતે ભેદ જહાંને ખરો આશકાર;

સિતમગર બુરાએ, કરી આ જિકર,
તજ્યો ઝટ મિનારો, પડી જો ફિકર.
બિચારાં બચ્ચાંને પડી નહિં ખબર,
અગાશી ઉપરથીજ ખોદી કબર;

હતાં જે સહૂ તે મિનારા ઉપર,
વળી ઘર જવાનીજ કરતાં જિકર.

ગયો તે નિચે દોડતો નાપેકાર[2],
ઉતરિયાં પછી બાળકો આય ચાર;
હતો કોણ તે? તે ન સાબિત થયુંછ,
ભરમનેજ પરદે છુપાઈ રહયુંછ.

ઉતરિયાં નિચે આય બાળક જહાર,
પડી લાશ જોઈ, પિછાણી તહાર;
ગયાં હેબતી જોઇને આ સિતમ,
તુરત ઘેર પહોતાં ઉઠાવી કદમ.

નિચે જો જમિનપર પડી બેહુ નેક,
થયા કબજ[3] જાનો પલકમાંજ એક;

હતો બહુજ ઉંચો મિનારી બુરજ,
થયા સેંકડો હાડકાંના પુરજ[4];

બુલંદી હતી એકસો બ્યાસી ફીટ,
નિચેની જમિન મિસ્લ સંગીન ઈંટ;

---

૧ શાખશી. ૨ બુરી ખસલતનો. ૩ કબજ, બંધ. ૪ ટુકડા, કટકા.

જબાં બંધ થઇ, ને ગયા બેહુ જાન,
કિધું નહિ સિતમનું અરે ! કાંઇ બ્યાન;

રહી દીલની વાત તો દીલ-ઠામ,
પલકમાંજ કીધી ખલકને સલામ.

જરા થોબિયું તું હતે ઓ કમ્હોત !
બહોતાંન જુઠાં કદીબી ન હોત;

તુરત પાપિઓની થતે સખ્ત ખોળ,
તહોમત બુરાંના નિકળતે ન બોલ;

કિધી એટલી કાં ઉતાવળ શિતાબ[1] ?
અધીરા[2] !! લિધો ચૂકી તેં હિસાબ !

મ્હલ્લાજા વગરનાં પડ્યાં બેહુ અંગ !
સખત છાતીઓબી બની જોઇ દંગ !

ઇજતમાં રહી રાખતી નિત્ય સોડ[3] !
મળી સાડીનીબી તહેને ન હોડ !

ન ચસ્મો બચૂબાઇની આંખપર !
નહી માથુંબાનું મળે સરઉપર !

કહાં તે ગયાં ? ને થયાં કેમ ગૂમ ?
અરે ઓ નજૂમી ! જરા જો નજૂમ !

પડી લોથ ચાલી લહૂની[4] નહેર,
અરે ! આય કેવો ગજબનાક કૂહેર[5] ?

વહેતાં લહૂએ કિધો આ પુકાર,
સુણાઉંછ તહેનો ખરો આય સાર.

---

૧ તુરત, જલદી. ૨ આ શબ્દ મ્હોતને લાગુ પાડયો છે. ૩ સાડીની સોડ. ૪ લોહીની, રગતની. ૫ કોપ.

# સિતમગરોને સુખન.

## ગઝલ.

(ખુદા કરે ન કોઇને બુરો પતી મળે.—એ રાહ)

સિતમગરો સિતમ્ કરી છુપાઇ કહાં જશો?
હજાર લેઇ લઆનતો ખરે ફના થશો! ૧

રડી બળી જહાંન ધૂળ વાળશે કબૂ!
ખરેજ કેમ આ જફા[1] ખુદાય સાંખશે? ૨

જહાંન મુલ્ક તેહનો, તજી જશો કહાં?
ન ગુપ્ત રેહશો અગર પતાળ સાંતશો! ૩

ભર્યાછ હાથ જે તહમે જવાન ખૂનથી!
રૂવે રૂવે કિડા હજાર ત્હાંજ પાકશે! ૪

તમાહરાં રવાન જોઇ નર્ક કમકમી!
ખિજાઇ માહ પાપીઓબિ થૂંક નાખશે! ૫

કહે ફિરોજ શું તહમે જવાબ આપશો?
ખુદાય જહાર કયામતે હિસાબ માગશે! ૬

# શહેરનો શોર.

## બયત.

અરે આય અચબુચ થયો શું બનાવ?
જરા ફલક[2] મુજને ભરમ તું જણાવ?

૧ જુલમ. ૨ આસમાન ગગન.

હતું જાહાર ગુલ્જાર મુંબઇ શાહેર,
ખુશી ખુર્રમીમાંજ કરતું લહેર;

કબૂ નહિ દિઠો તેહ દેખી ગજબ,
ગયાં હેબતી સહુ થયાં બહુ અજબ;

ગમીએ જિગર વિંધિયાં આરપાર,
રડે નાર નર જોઇને જારજાર.

ઉગ્યો આજ હસ્તે-મુખે જેહ ખૂર[1],
ગમીમાં થયો અસ્ત ગમૂખાર પૂર;

ઝલકતું હતું જે અરે આસમાન!
પલકમાં સિહા[2] થઇ જાણુ શાબ[3] સમાન;

હતો પાછલા પ્હોરનો વખ્ત ત્હાર,
સહાડા ત્રણે, એ પડી આય નાર.

સનીવાર તારીખ પચ્ચીશ મેળ,
અઢાર્સો એકાણું અને એપરેલ;

મહા અર્દવીસૂર ખોર્શેદ રોજ,
શાહેન્શાહી બાર્સો અને ત્હાઠ ખોજ[4]

થયો ન્હેસ્ત-કાળે બુરો ગ્રહ જોગ,
અરે હાય! કેવા લિધા આય ભોગ?

ઘણાંએ નિચેથી દિઠો જુલમ-જોર,
બદન જોઇ પડતાં કિધો તુર્ત શોર;

ધસી તર્ફ ચારો, કિધો બેશુમાર,
"સિપાઈ! સિપાઈ! સિપાઈ!" પુકાર.

---

[1] સુરજ. [2] કાળું, અંધારૂં. [3] રાત. [4] વિચાર, ધાર.

નૉશેર્વાનજી લીમજી નામે જવાન,
બનાજી અશોનું ભલું ખાનદાન;

અદાલત વડીમાં જતાં કામસર,
પડ્યો સાદ કૈં તેહના કાનપર;

દિઠો વીજલીનો તુટો એક તાર,
અજબ જોઇને થઇ, કિધો મનવિચાર;

તુરત લોકનો સાંભળીને પુકાર,
મિનારા તરફ દોડિયો બેશુમાર;

પડેલી નિચે જોઇને બેહુ લાશ,
ગમીમાં ગરક થઇ ઉભો જાઇ પાસ;

પહોંચ્યો તહાં પારસી ગાડીવાન[1],
હવે જેહને આવિયું કાંઇ ધ્યાન;

તહેણે બનાજી અને ફારબસ[2],
અરે! લાશ જોઈ પડેલી કવસ[3];

ઉઠાવી જતનથી હવે લાશ એક,
લિધી તુર્ત ગુમ્બજ નિચે છાંય નેક;

કિધો તનઉપર ઝટ મ્હલાજો દરૂસ્ત,
બદન ઢાંકિયાં પાક દામાનચૂસ્ત;

જરા જોઇ જિવતી બિજી જૂહાર લોથ,
હિલ્યાં પાંપણો આંગળાં સાથ હોઠ;

મુકી ગાડીમાં સાથ રાખી સિપાઇ,
રવાને કિધી તુર્ત પીરોજબાઇ;

---

૧ ભાડુતી સિગરામ હાંકનાર દાદાભાઈ પેસતનજી. ૨ મી૦ ખરશેદજી એદલજી ફારબસ, તે એડવોકેટ જેનરલ આનરેબલ મી૦ લેઠમના કલારક. ૩ કઢંગી હાલતમાં.

કહ્યું હાસ્પિટાલે જવા એકદમ,
અરે ! કે બચાવે તબીબ[1] પાક-દમ;
નહીં કૈં વળ્યું રે ગયો હાય જાન,
ફર્યાં અર્ધ રસ્તે મિનારે–મકાન;
ભલા શખ્સ જોઈ થયા સહુ ઉદાસ,
મુકી તે બચૂબાઇની લાશ પાસ.
ફરી ને હરી સાથ જે જોડ નેક,
પડી તે મરીને જગાએજ એક;
જુદાં નહિ થવાનાં તમે કૈં કસમ ?
લિધા શું હતા ? કે ગયા સાથ દમ ?
યહાં બેહુએ છોડિયો નહિજ સાથ,
તહાં પ્હોંચિયાં બસ ધરીને જ હાથ.
પડી કોમ-પરકોમની ખૂબ ભીડ,
તુટી ઝટ પડે ખેતમાં જેમ તીડ;
સિતમ જોઇને નહિ રહ્યા કાંઇ હોશ,
ઉકળિયાં લહૂ, ને ઉછળિયાં બજોશ;
ધિરજ નહિ રહી તુર્ત શુધબૂધ ખોઇ,
દિવાનાં થયાં બસ સિતમ આય જોઇ;
જફા જોઇ ફાટી ગઈ બસ ચશમ,
લિધા થઇ ઝનૂની ખુદાના કસમ;
ન દેખી શકાયું કરમ મ્હાજબૂન[2],
જરા સાંભળો આ સહૂના સખૂન.

---

૧ દાકતર. ૨ ઘણુંજ ઘાટકી.

# શોક--રૂદન.

## સાખી.

રે મજૂસિઓ ક્યાં તમ વટલી. } એ રાહ.
હે જગદીશા દીનદયાળા.

---

રે નવજુવાનો બેહૂ જાનો—જરા કહો અમને ?
કોણે હાવો સિતમ ગુજારી—સતાવિયાં તમને ?
રે આંખો ખોલો !—હરફ એકબી બસ બોલો ! ૧

કોણ તમ્હારાં ભાઇ બ્હેન છે ?—કોણ પિતા માઈ ?
કોણ વહાલા ખાવિંદો છે ? કહો સહૂ બાઈ !
કે જઇને કૂહિયેં—દીલાસા દિલથી દૈયેં. ૨

ખોલી નાખો જબાન આંખો—જરા ભરમ ખોલો ?
કાંહ તમ્હારૂં ઘર છે ખ્યારૂં ? અરે બ્હેન બોલો !
બોલોરે વ્હાલી—ગુપચુપ ના જાઓ ચાલી ! ૩

દેખાડો ઝટ ખૂનીઓ કે ! બસ ટોટા પાસિયેં,
ઉભા રાખી તમો સાંમળે—લહુ[1] ત્હેનાં પિજિયેં;
કે જાણે તેવો—ખમિયો ત્હમે સિતમ કેવો. ૪

કહે ફિરોજ કે આય ઘડીએ—જાન ખતમ કરિયેં,
બરજૂહાંન્નમ બદકારોને—બસ મારીને મરિયેં,
ફાંસીપર લટકી—નહિ રહિયેં માંથું પટકી. ૫

---

૧ લોહી.

# તહોમતદારનું પકડાવું.

---

## બ ય ત.

ફેરી કુલ્લ જરથોશ્તિઓ ઝટ પુકાર,
તરેહવાર રૂદને રડે જારજાર;

હલ્યું ને મળ્યું કોટ ને કો બહાર,
અરે ! જેમ આવી પડી હોય ધાર;

તરેહવાર અટકળ તરેહવાર ખ્યાલ;
તરેહવાર નામો તરેહવાર ભાળ.

મહોલ્લે મહોલ્લે અને ઘેરઘેર,
પુકારે ગજાવ્યું અરે ! કુલ્લ શહેર;

હવે ત્હાં ઉભી તુર્ત આવી પુલીસ,
જમાદાર સાથે સિપાઈ પચીસ;

પડ્યો મેકડરમોટ કરવા તપાસ,
વડો કોટનો જે અમલદાર ખાસ;

પડી જોઇ લાશો કહાડ્યા સખૂન,
થયાં છે ખરેખર અરે ! આય ખૂન !

પડી ભીડમાં લોકની જો નજર,
ગયો શક ખરે એકજાણની ઉપર;

બને જેમ લોચુમ્બકી ખેંચ તાણ,
ખરે તેમ ખેંચ્યાં સહૂનાંજ ધ્યાન.

ખુદાવંદ એકજ સહૂ દિલ વસેછ,
ખુશી થઇ ભલાં કામ જોઈ હસેછ;

બુરી નેમથી તો ખફા થાઇ પૂર,
કરે શિકલપરથી[1] ખરૂં તેજ દૂર.

ભલે જાહિરે રહેછ પાપી મઘન!
અરે! પણ ભિતરમાં જલેછે અગન!

દિઠી શક-નજરથી અજબ કૈં નિશાન,
સહુ ચેતિયાં ને ગયું ત્હાંજ ધ્યાન;

ગયો વ્હેમ સાચે થયાં બેસબર,
મગર ભેદતો છે ખુદાને ખબર.

કિધી મેકડરમોટને ઝટ ખબર,
તપાસ્યો નજરથીજ જીરોજબર[2];

ધરી આંખીમાંથી પુછ્યું તુર્ત જાહાર,
કહ્યું નામ માણેકજી અસલાજી ત્હાર.

કિધું જે મુજીએ હશે આય કામ,
ખરેખર હશે નીચ તે બદ-ગુલામ;

રહી વસ્વસામાં કહે કુલ્લ લોક,
મુકી તેહનાં નામપર આજ પોક;

"હશે કોણ ચણ્ડાળ નાપાક-જાત?
કિધો હાય!! કોણે હશે આય ઘાત"!

ગમામાં ગિરફતાર[3] થઇ દુખ સહેછ,
ફરી હાય અફસોસ સુખનો કહેછ.

"ખરેખર હશે તે બુરો નીચ-જાત,
બને નહિ તુખમ ઉંચથી આય વાત;

હરામીજ અવલાદ બસ તે સિવાય,
બિજાંથી કદ્બૂ એ નહી કામ થાય."

---

૧ ચેહરા ઉપરથી. ૨. ઉપરથી નીચે સુધી, માંથાંથી પગ સુધી.
૩ ગરકાવ.

# તોખમની તાસીર.

૫૬.

(ખૂબીઓ કેવી ખાસ વસે ફુલમાં.—એ રાહને મળતું.)

તોખમની તો તાસીર કબૂ નહિ જાય અરે ભાઈ. ૧
માહીપર[1] ખુશબોઇ લગાડો ખુબ ધોઈ ધાઈ;
તોય કબૂ ઓછી ન થશે બદબો જે સરજાઈ. ૨
આબ[2] ભલે તું પા ગુલાબનું શૂવરને ન્હાઈ;
જ્હેની તોખમ નીચ અરે! તે ઉંચ નહી થાઈ. ૩
કાગ રહેછ ખુશાલ હમેશાં દુર્ગન્ધી ખાઈ;
સાંપ તજે નહિ ડંખ મુરખ પસતાશે દુધ પાઈ. ૪
નાખ ભલે લિમડાનાં થડમાં શાકર હરખાઈ;
મીઠાં ફળ ખાવા તું નાહક મરશે અટવાઈ. ૫
ખાનદાનનું ખૂન ફિરોજ ન જાશે બદલાઈ;
રૂડાં બચ્ચાં કબૂ ન જાણશે નીચવરાણુ જાઈ. ૬

# શક ઉપરથી કેદ થવું.

બ યત

કિધા મેકડરમોટએ ખુબ સવાલ,
પડયો ખ્યાલમાં જોઇ શકમંદ હાલ;
પુછયું "આય ફાટુંછ બદિયાન તેમ,
પડયા આ લહેંગાઉપર દાઘ કેમ"?
જવાબો ઉપરથી પડ્યો વ્હેમ જહાર,
ઉભો મેકડરમોટ કરવા વિચાર.

---

૧. માછલી ઉપર. ૨. પાણી જળ.

કિધી પુછપરછ ને ફુટો કે ભરમ,
બની તુર્ત પોલીસ ગરમા ગરમ;
રવાને કિધો મુર્ત ચોકી ઉપર,
કહ્યું રાખવા ખૂબ ચોકૂકસ નજર;
થયું એહ લોકમાં તો ઝનૂન,
જતે દૂર નહિ તો થતે ત્હાંજ ખૂન;
હતો પૂર પોલીસપર વીસવાસ,
કહુંછું સુખન તેહને આય ખાસ.

## પોલીસની સિફત.

પદ.

(પાછો તોબાહ કરી ૪૩.—એ રાહ.)

હમે તો પોલિસપર મગરૂર;
કોણની છે એવી મકદૂર! ૧

ચપલ ચકોર[1] ચલકતી ચશમો—પરખે ઝટ સત-નૂર[2];
પકડે ચોર ભલે તે ન્હાસે—ચાહ્ય એટલો દૂર. ૨

ફંદ દગાના મુદ્દા લાવે—સહુ ઇલમે ભરપૂર;
સાર ખરો ખેંચે જાણે કે—મેળ્યાં બસ વ્હેતૂર[3]. ૩

ખુનની ઘાતે સરવે વાતે—કાબિલ છે મશહૂર;
એક ઘડીમાં પત્તો લાવે—ભરમ ભેદથી પૂર. ૪

ફ્હેછ ફિરોજ કહે લોકો સહુ—ગમમાં થઇ ચકચૂર;
શું બિસાદ કે છટકી જાશો!—ખનીઓ આ ક્રૂર. ૫

---

૧. ચંચલ ચકોર પક્ષિના જેવી. ૨. ખરાપણાંનો ઉજાસ.
૩. લોહો ખેંચવાની ભુંગળી.

# લાશોની તપાસ અને સિતમની અસર.

## બયત.

કમિશનૅર વિલ્સન મદદનીશ જેલ,[1]
પુલિસની બની ચોતરફ રેલછેલ;
મળ્યા જડજ મેજિસ્ટ્રેટરો ને વકીલ,
મળ્યા ડાકટરો સહુ થયા રંજદીલ;
ગરીબો તવંગર નરો સાથ નાર,
ઉભાં જૈફ ને જવાંન હારો કટાર;
પછી લોકની એહવી તો ધમાલ,
ઉભાઈ ગયાં તુર્ત કીડી [illegible];
ધસે એકપર એક ભરતી વખત,
અરે ! જેમ મોજા બની પુર-સખત;
થયાં બાવરાં[2] નહિ રહી અકલ–હોશ,
ઘસારા પડ્યા પગ દબાયા બજોશ;
પડ્યાં બૂટ પગપર, દબાયાં બદન,
હડ્યાં કોઇ નહિ, ગુંગળાયાં તદન;
ડરી ભીડથી જે રહેતાંજ દૂર,
ધસ્યાં તેહબી જો પડી ફિક્ર પૂર;
ધકાધક થકી નહિ દિઠા પ્રિન્સ કોઇ,
ધસ્યાં તેહવાંબી અરે ! હોશ ખોઇ;
ભરાઈ ગયો કુલ્લ રસ્તો ચિકાર,
ઉભાં લોક ચારો તરફ બેકિનાર;[3]

---

1. મુંબઈના પોલીસના અમલદારો.   2. દિવાનાં, ઘેલાં.
3. વગર અંત, બેશુમાર.

પડે ઘાત ચાલૂ જબર્દસ્ત જેમ,
પડી કોમ સહુની ધમાલોજ તેમ.

હજારો જને• જોઇ બેહૂ સુરત,
અરે ! પણ પિછાણી ન શકિયાં મુરત;

હશે કોણ ખાવિંદની દીલજાન ?
હશે કોણની બ્હેન બેટી જવાન ?

પડી બેહુ લાશો ચહેરેનમૂન,[1]
ઝરાની મિસાલે જતું પાક ખૂન;

ગયાં હેબતી આય દેખાવ જોઇ,
ફરે કોઇ ગમગિન, રડે ત્હાંજ કોઇ;

કઠણ છાતિએબી તજી હોશ યાર,
ધરી હાથ પકડી કહાડ્યા બહાર.

હવે એ મિસાલે પડી જ્હાર સાંજ,
પિછાણત વગર જો પડી લોથ ત્હાંજ;

ઉઘાડી યુનીવર્સિટીનું મકાન,
ઉઠાવી જતનથી મુક્યાં ત્હાં રવાન.

તબીબો ઉભેલા હતા ત્હાંજ કોઇ,
ગયો મેકડરમોટ તક ખૂબ જોઇ;

તુરત લાશની ત્હાંજ કરવા તપાસ,
કિધી અર્જ તેથી તબીબ બેજ ખાસ;

ફરામૂજી[2] દિવેચા, નાદરશાહ[3] સંગ,
તપાસ્યાં હવે બેહુએ બેહુ અંગ;

કિધી જુસ્તજૂની નજરથી તલાશ,
ધરી લાશપર મીનબતીના ઉજાશ;

---

૧. ખુબ સુરત ચેહરાવાલી. ૨. ડાકટર ફરામજી દોરાબજી દીવેચા.
૩. ડાકટર સોરાબજી દોરાભાઇ નાદરશાહ.

કહ્યું કે નખોના થયા છે જખમ,
બદનપર ઘણી જેહની છે રકમ;
પરેશાન સિર-બાલ ફાટો પુશાક,
થયાં જુલ્મ જોઈ જિગર ચાકચાક[1];
થઈ ખાતરી કે થયો છે સિતમ,
તબીબો થયા ત્યાર ખાવા કસમ;
લખી આપિઓ ત્હાંજ એહવાલ ખાસ,
સહી સાખનો મેકડરમોટ પાસ;
પડી જુસ્તજૂમાં[2] હવે ભાઇ સ્હાંજ,
સગાં નહિજ જડિયાં રહી લાશ ત્હાંજ;
કુટુંબી સહૂ જે ઉપર કુરબાન[3],
ન ધણિયાત પડિયાં તહેના રવાન;
ગમીમાં થયું ગર્ક સારૂ શહેર,
વહેતી થઈ આંસુઓની નહેર;
લગનની ખુશાલી અરે! ઉજવાઇ,
ભલાં ખાનપાનો થયાં બંધ ભાઇ;
થવાનો હતો જહાં શબે[4] રંગરાગ,
અરે! તે મકાને થયા નહિ ચરાગ;
ગમ્યાં કોઇને નહિ અરે! ખાનપાન,
થયાં હોય ઘરમાંજ જાણે રવાન.
ભલા જૈફ કૌરાનરે લાશ જોઈ,
જહારે જણાયાં નહી ખેશ[5] કોઇ;
દિધો હુકમ લેઈ જવાને રવાન.
કૉમાટીપુરામાં જારીને મકાન.

---

૧ કટકે કટકા. ૨ તલાશમાં, ખોળમાં. ૩ ફિદા. ૪ રાતનાં.
૫ સગાં વહાલાં.

# માહતમ ભરેલો ઓળખ.

## બયત.

ન તોપાણું પડી કાંઇ ઘરમાં ખબર,
હતાં બેફિકર સહુ ધરી દિલ સબર;
કહ્યું એક સ્ત્રીનોકરે તુર્ત જાઇ,
હતુ જેણિનું નામ તો પાનબાઇ.[1]
"અરે ! સાંભળ્યો રાહમાં મેં પુકાર,
ફરી પાન લેઈ મકાને તહાર;
ટુટી બે પડિછ પારસી–સ્ત્રી જવાન,
મિનારા ઉપરથી, ગુમાવ્યાછ જાન."
નહી કોઇનિ તોય લાગી ફિકર,
ન કીધી વધારે તહેની તજકર;[2]
રહી કુલ કુટુમ્બી દિલોમા ધિરજ,
ન લાગી ફિકરની અરે ! એક રજ.[3]
પડ્યો જહાનના ખેલ–તખ્તા ઉપર,
સિહા[4] જહાર પરદો કમી થઇ નજર;
વસલના[5] હરખથી રિઝાયો ચકોર,[6]
હિજર[7] જોઇ ચકવે[8] કિધો જહાર શોર;[9]
ફરી જોઇ કાલે, અરે ! બામદાદ,
ફરી તેજ ચકવો થશે દીલ-શાદ;[10]
મગર આશ ખાવિંદની તો ફુબાઇ,
બની જો કવખતે સદાની જુદાઇ.

---

૧ મરનારેન કુટુમબની એક ચાકરડી. ૨ તજવીજ, પરપુછ. ૩. જગબી. ૪ કાળે, ૫. મિલાપના ૬. એક જાતનુ પક્ષી જેને વિષે એવી કથા છે, કે એ જોડું દીએ સથે રેહતું નથી. ૭. જુદાઇ. ૮. એક જાતનુ પક્ષી જેને વિષે એવી કથા છે કે, એ જોડું રાતે એક બીજાથી જુદું પડે છે, તેને. ૯. પોકાર. ૧૦. ખુશાલી ભરેલાં દીલનો.

પડી એ મિસાલે હવે રાત જહાર,
થયુ અર્દેશિરનું[1] જવું ત્હાંજ ત્હાર;
ઘણી જેહમતે તે ગયો લાશ પાસ,
ઉડી બસ ગયા હોશ કરતાં તપાસ;

ધડકતાં દિલે દોડિયો ઘર તરફ,
ફિકો ચેહરો અંગ ઠંડું બરફ;
હકીકત રડીને કહી આય બાબ,
કહ્યું કે "અરે માય ચાલો શિતાબ!

ત્હમે જોઇ લેઓ અરે! બેહુ લાશ,
અરે! તુર્ત ચાલી કરોની તલાશ!
મ્હનેતો પડે છે અરે! વ્હેમ તોય,
બચૂ ને પિરોજા રખે એજ હોય!"

હવે દોડિયાં બેહુજન હોશ ખોઇ,
પિછાણ્યાં વહાલાં સુરત નેક જોઇ.
રૂદનથી હવે ગાજિયો તે મિનાર,
ચુપાચુપ હતું ત્હાં થયો મસ[2] પુકાર;

જુઓ કોઇનેબી હતી શું ખબર?
અરે! કે કલાપિટ થશે હ્યાં જબર!
અકલ હોશ સ્હુની થઈ બસ ખતમ,
વિંધાયાં જિગર સાંભળી માહતમ.

કહો રેહ માદિર-દિલે[3] કયમ સબર!
દરદમંદને છે દરદની ખબર;
પરાયાં દિલોપર થયા જખ્મ ત્હાર!
અરે! માયના દર્દનો શું શુમાર?

---

૧. બચુબાઇના ખાવિંદ મી૰ અરદેશર બરજોરજી ગોદરેજ
૨. મોહટો, જબરદસ્ત.
૩. માયનાં દિલમાં.

દિલોમાંજ રહિ નેક દિલની મુરાદ,
ફના હાય થઇ ને રહી ફકત યાદ.

ખિજાંને[1]. હવાલે થયાં બેહુ ઝાડ,
હતાં જે હવા સાથ કરતાંજ લાડ;

ઉમેદી ફુલોથી ભરી નેક-ડાળ,
બની તે ઘડી એકમાં પાયમાલ;

ઉજડ બસ થયો આગથી પાક બાગ,
લગાડી બુરાએ અરે! જોઇ લાગ;

રડે બુલબુલો જોઇને આ ગજબ,
કિધો શોર, ગમ્બાર દિલથી અજબ;

મગર દૂરથી તેજ ફુલની લપટ,
ફરી જહાર લાવી, પવનની ઝપટ;

ઉભાં તુર્ત આવો, ફરી તેજ ઠામ,
ઉઠાવા ઉમેદ ભરી નેક જામ;

અરે! પણ મળે નહિ અજિજ[2] તે શજર[3],
રડી, તર્ફ-ચારો ચલાવી નજર;

નહી ગુલ મળે કે નહી ઝાડ ખાસ!
અજબ વાત છે! કે રહયો ફકત વાસ!

અરે! નાસિપાસે રડી જારજાર,
ફર્યાં બસ પછડી આફરીનો હજાર.

રહયા જવાન ખાવીંદ ખાબે[4] મઘન,
બિદારી[5] થતાંતો બળા દિલ અગન.

રૂદન સાંભળી, ત્હાર બોલ્યો મિનાર,
સબરના સુખન, જોઇ દુખ બેકિનાર[6].

---

૧ નાશ કારક હવાને. ૨ પ્યારાં. ૩ ઝાડ. ૪ નિંદમાં, ઉંઘમાં.
૫ જાગરૂતપણું, સજાગરૂપણું. ૬ અનહદ, બેહદ.

# સબરના સુખન.

## ગ઼ જ઼ લ.

(જાનાહિયાતો હક પ મેરે--એ રાહ.)

રે નેકજ઼ાદો ઓ ગમખારો!
સમજી સુખન આ ધીર ધરોરે!
પુહોંચીછ આ બે બ્હાદુર નારો!
હ્યાં કોઇબી ના શોર[1] કરોરે! ૧

મૂવાં કમ્હોતે બેશક આજે,
રે પાકદામનને બસ કાજે;
ગાશે સિફ઼ત[2] સહુ એક અ[illegible],
કુલ જહાંન કહિ હેવાલ ખરોરે! ૨

બેવખ્ત[3] હ્યાંથી બેહુ ગયાં. રે,
પણ જીવતાં હ્યાં અમર રહ્યાં રે;
દુખ જોઇને બેજાન થયાં રે,
પણ પામશે ત્હાં સુઃખ-ઝરોરે! ૩

અંતે સહૂને છે મરવું રે,
બસ નેકનામી લઇ ફ઼રવું રે;
બદકામ હ્યાંતો નહિ કરવું રે,
જેથી નહી ત્હાં થાય મરો રે! ૪

જ઼ખ્મો થયા છે બેશક ભારી,
કુલ્લે કુટુમ્બની દિલપર કારી;
માગો ફિરોજી માલિક યારી,
લેઈ રવાનો ઘેર ફ઼રોરે! ૫

---

૧. પોકાર. ઘોંઘાટ. ૨. તારીફ઼. ૩. કવખતે.

# લાયકનો કદર.

—o—

### બયત.

બિરાદર[1] ડૉસીબાઇના અર્દેશર,
ભલાને પડી જો સિતમની ખબર;
સહોરાબજીના પિસર[2] માહ્‌જબીન,
વળી ખાનદાને અશો કામદીન;

તજી મેજબાની અને રાગરંગ,
ઉભા ત્હાંજ આવી થયા જોઇ દંગ;
ઘણાં નેક-કામે દિલાવર દલેર,
પિછાણેછ જહેને સહુ આ શહેર;

અરે બેહુ નારો! તમે નેકબખ્ત!
ખરાં! કં હતો બેરા આ! સખ્ત વખ્ત!
ઉડાવીછ જેણે જુઓ આય રંજ!
ઉપરથી ખજાનો ખરચિયોછ ગંજ!

સદા રોકિયું મન તમ્હારે સકાજ[3]!
બદન-સુખ ગુમાવ્યું ધરી દીલ દાજ!
ભલાં સાચવટનો ભલો લેઇ લાગ,
તહોમત બુરાંના મિટાડ્યાછ દાઘ;

ગિરોથી[4] કિયો કુલ-ખરચ બેશુમાર,
કહાડી રૂપૈયા અરે! ચૌદ્‌ હજાર;
ગુમાવ્યોછ જોકે ખરો ગંજ[5]--નેક,
અરે! પણ નિભાવીછ હમદીન-ટેક.

---

૧ ભાઈ, દેસાંબાઈના ભાઈ મી૦ અરદેશર સોહરાબજી દસ્તુર કામદીનના. ૨ બેટો. ૩ રૂડાં કામે. ૪ ગાંઠથી. ૫ ખજાનો.

# જીવતાં ગયાં તે મુવેલાં આયાં.

———o———

### બયત.

હવે હમદિનો ચાલિયા લઇ રવાન;
ઉઠાવી હુકમસર જુરીને મકાન.
ગયા દોડતા કામદિન[1], બ્લેર્નો પાસ,
દિધો હુકમ ઘર લૈજવાનેજ ખાસ;
દિઠો અધરસ્તે હવે જો હુકમ,
ફર્યો મોદિખાને ઉઠાવી કદમ;
પુગા ઘેર દસ વાગતે રાત ન્ત,
થઈ ગિહાન જોઈ કલાપીટ સખ્ત;
નથી ચાલતી આય મ્હારી જબાન,
અરે! રાસ્ત કરવા તહેનું બયાન;
સચકિયા વગર તો પડી બેહુ લાશ,
હવે કાલ કરવા જુરીથી તલાશ;
પડ્યાં ધૂળમાં હોય બે ફૂલ જેમ,
રહી રાત સારી અરે! લાશ તેમ;
પડે લાલ જો ખાકમાં લાખ સાલ,
જશે કેમ ત્હેનો ખરો રંગ લાલ?
ન સુન્નું કિચળમાં કબૂ ઝંખવાય,
ભલે ડાટ! પણ તે કથીર નહિજ થાય!
તજે કસ્તુરી તો કબૂ નહિ ખવાસ,
બુરાં ચીથડાંમાં ભલે રાખ પાસ!
થુવર–વાડમાં જઇ પડે જો ગુલાબ,
ઘટી શું જશે તેહનો નેક તાબ[2]?

---

1. મરહુમ પીરોજબાઈના મામા મી૦ અરદેશર સોરાબજી દસ્તુર કામદીનના. 2. તેજ, ઝલકાટ.

સિહા રાતના શુક્રની[1] તો મિસાલ,
અહેરા ચમકતા હતા પુર-જમાલ;[2]
ખૂબી જીવતાં નૂરની કમ ગણાઇ,
પડી લાશ ત્હારે જિયાદા જણાઇ.

સિતમનાં રૂદનનાં હવે ગાનતાન,
શરૂ બસ થયાં ગાજિયું તે મકાન;
ડોસીબાઇ સાથે મળી કુલ્લ ખેશ,
ગમીમાં ગરક થઇ ઉભાં જઇ પેશ[3];

થયાં બહુ ખાવિંદનાં દીલ ચાક,
પિદરનું જિગરતો થયું તુર્ત ખાક;
સહૂ ભાઇ બ્હેનો રડે જારજાર,
રડે સહુ કુટુમ્બી કરી મસ પુકાર;

આદરબાઇની તો ગઈ અકલ હોશ,
રૂદન ને કલાપીટ કીધાં બજોશ;
બચૂબાઇ દુખ્તર[4] હતી ફક્ત એક,
ન ફરજંદ બીજું હતું કોઇ નેક;

"અરે! જીવતી આજ હું મુંઇ માય"!
રડીને કહી એમ ડસકાંજ ખાય;
"ત્હમે તો પહોંતાં સુખોને મુકામ!
હમે તો દુખોમાં ડુબાં બસ તમામ!

અરે દીકરી! હાય ત્હારા વગર!
કરસ કોણની પાસ ખાલી જિગર!
કરસ કોણની પાસ દુખસુ:ખ વાત!
ઝુરસ તું વગર હું અરે દીન રાત!

---

૧. શુકરના તારાની. ૨. ચલકાટ ભરેલા. ૩. સાંમબે.
૪. બેટી, દીકરી.

દિલાસા ભરેલા ભલા તે કલામ[1] !
મ્હને કોણ ક્હેશે ? હવે નેકનામ !

કરસ કોણની સાથ હું ગૂજસૂજ ?
હતી ફક્ત એકજ ! અરે તુંજ તુંજ !

હતી હાય ! અધમૂઇ વિન તુજ પિદર[2] !
હવે બસ પુરી મૂઇ હું તુજવગર !

મળી તાહરા બાપને આય વાત !
જરા કેહજે ત્હાં અરે નેકજાત !

---

## આદરબાહનો વિલાપ.

### ગ ઝ લ.

(કસમે તું બેકલ હે યાર.—એ રાહ)

"આજ મ્હારી નેકબખ્તીનો બુઝાયો રે ચરાગ;
અંધકારે હું બળું વિન આંચ સલગી હાય આગ. ૧

નેક મ્હારા ઘેરમાં રોશન હતો બસ તેજ એક;
હાય ! તેબી ગુલ થયો[3] ! ફૂટાં મહારાં આજ ભાગ. ૨

ઓ અશો ખાવિંદ મ્હારા ! છે ત્હને કૈંબી ખબર ?
હું અટૂલી થઇ હવે દુખ-બોજ માથે લઇ અથાગ. ૩

ખીલતી એકજ કળી જહેમાં હતી મ્હારી ઉમેદ;
તે ખિઝાં[4] લેતી ગઈ આજે થયો વયરાન બાગ. ૪

રે ! ભવિષની નિંદમાં હું તો પડી જોતી ફિરોજ;[5]
ઓ ખુદા ! અફસોસ ! મુજને જાગતાં જોઈ અભાગ." ૫.

---

૧. સુખનો, બોલો, વાણી. ૨. બાપ. ૩. બુઝાઈ ગયો.
૪. નાશકારક પવન. ૫. નેકબખતીનો દાહડો.

# પોલીસની જુસ્તજૂ.

## બ ય ત.

બિજી તર્ફ જોવો બન્યો શું બનાવ,
થયો રાત સારી પુલિસનો જમાવ;
ગઈ જુસ્તજૂમા હવે જ્હાર રાત,
બની નહિજ જાહિર નવી કાંઇ વાત;
લખાઈ પુરી થઇ જબાની જહાર,
થયો રાતનાં ત્હાર ત્રાણનો શુમાર;
ફર્યો એકડરમોટનો બસ ખયાલ,[1]
ફર્યો કેમ અચબૂચ એ છે સવાલ;
હવાને હવાલે થઈ ખૂન-વાત,
કિધો મુકર્રર મગજથી આપઘાત.
મળ્યા શું ફરેશ્તા અરે! આય રાત?
કહી શું ગયા કે નવી ગુપ્ત વાત ?
ફરી ખાબમાં[2] શું દિઠો આ બનાવ?
અરે ! તેહનો કે ભરમ તો જણાવ ?
જરા કે અજબ આ બિનાનું બયાન?
કહેશો અરે ! કોઇ ખોલી જબાન ?
કિધો હુકમ સહુકોઇને આય સખ્ત,
થવા કાલ હાજર જુરીને બવખ્ત;[3]
સહૂ સાખશીઓ ગયા ઘેર જ્હાર,
છુટો બસ થયો તુર્ત માકૂ તહાર.

---

૧. વિચાર. ૨. સ્વપનામાં, ઉંઘમાં. ૩. વખતસર.

# વળતી સ્હવારનો દેખાવ.

## બ ય ત.

પડી એ મિસાલે હવે જ્યાં સ્હવાર,
થયો લોકથી ત્હાર રસ્તો ચિકાર;
બની ખૂરસી બાંકની તો કટાર,
જમા કોમ પરકોમ થઇ બેશુમાર;
ગમીની ઘણીએક મજલેસ જોઇ,
અરે ! એહવી મેં ન દીઠીછ કોઇ;
થયો પૂર ગમ્ભીર દેખાવ આય,
સહૂ ચશ્મ વ્હે[1] ને જિગર ચાક થાય.
હવે બસ જુરીની પડી દોડધામ,
જમા નવ જુરરને કિધા તે મુકામ;
લિધો એકબી પારસીને ન આજ,
રિવાજો મુજબ, આય તલ્લાશ કાજ.[2]
ભલા કોરોનર બ્લેની જે નેક-સ્હાબ,
ફરજ કાજ આવી ઉભા ત્હાં શિતાબ;[3]
મકાને જઈને દિઠી બેહુ લાશ,
જુરી સાથ કીધી શુરૂ આ તલાશ;
રહી એખલા સહુ કિધાં બેશ દૂર,
તપાસ્યા લિબાશો, જખમ રક્ત–પૂર;[4]
કિધી કુલ્લ પરપુછ ધરી નેક હામ,
પછી બ્હાર બેઠા સહૂ એક ઠામ,

1. આંસુઓથી આંખો વહેવા લાગી. 2 જે જાતવાલાએ આપઘાત કરયો હોય, તે કોમના કોઈપણ શખસને જુરર તરીકે લેવામાં આવતો નથી, પણ આવો કંઇ સરકારી કાયદો નથી. 3. તુરત. 4. લોહીથી ભરેલા.

જુરીનો તબીબ સીડની સ્મીઠ નામ,
હવે લાશ જોવા ગયો દરમુકામ;
હતા સાથ ડાક્ટર રૂસ્તમજી સુજાન,
ભરૂચા અટક છે જાહેની પિછાન;
બિજા અર્દેશર હોરમજજી તબીબ,
અટક ઘાસવાલા શિફાના હબીબ;[1]
તપાસ્યાં નખડિયાં અને જખ્મ ખાસ,
અરે ! લાશ ચીરી કિધી બસ તપાસ;
સહૂ જખ્મ સાથે, પરેશાન[2] હાલ,
તપાસ્યા લખી આપવા એહવાલ.
કરે સર્વ કોઈ અરે ! ત્રાયત્રાય;
ખુનીપર સખ્ત નાખીને હાય વાય.

---

## લોક લાગણી.

### ગ જ લ.

(તં ઉમેદો ભલી હાય કાપી.—એ રાહ.)

ખીલતી બે કળી કાંય કાપી ?
હાય પાપી ! હાય પાપી !
નેક મનની મુરાદો ઉથાપી[3] ?
હાય પાપી ! હાય પાપી ! ૧

એક તો એક પૂરીજ બેટી,
તે કમદોને કફન લેઈ લેટી;
રે ! ભવિષની ભલી આશ આપી,
હાય પાપી ! હાય પાપી ! ૨

---

૧. તનદુરૂસ્તીનો દોસ્ત, ડાક્ટર, વઈદ. ૨. ચુંથાઇ ગયલો, સરગરદાન થયલો. ૩. ઉંધીવાળી.

રે બિજી તો ભલી જવાન બાળી,[1]
પુર ઉમેદ જતન સાથ પાળી;
એઇ તે જહાંનથી રાહ માપીં,
હાય પાપી ! હાય પાપી ! ૩

રોય માદિર[2] પિદર[3] બ્હેન ભાઈ,
રોય ખાવિંદ બેશો ડઘાઈ;
રોય કુલ કોમ ગમ દીલ થાપી,
હાય પાપી ! હાય પાપી ! ૪

શું નહી રૂહેમ આવી ત્હમોને,
કે ઝુટાવી લિધા બે દમોને;
રે ! કમ્હોંતે કપટ છાપ છાપી;
હાય પાપી ! હાય પાપી ! ૫

હાય ફીરોઝ નાખે તમોપર;
લાખ લઆનત પડે છે ઘરોઘર;
સત્યાનાશે મળો તમ મિલાપી.
હાય પાપી ! હાય પાપી. ! ૬

## જુરીનો પેહલ્લો દાહડો.

### બ ય ત.

થયું કામ ચાલૂ જુરીનું જહાર,
થયો મેકડરમોટ તો તુર્ત ત્યાર;
વિચારી વિચારી પુછે બસ સવાલ,
ખરો પાડવા બેશ-મનનો[4] ખયાલ;

---

૧. લાડકી દીકરી. ૨. માય, ૩. બાપ. ૪. પોતાનાં મનનો.

બુલાવી ડૉસીબાઇને ઠામ બ્હાર,
તલાશી સવાલો કિધા બેશુમાર;
ધરી હાથ ફ્રુસડાઇ આયાં બહાર,
જવાબો કહીને રડે જારજાર;
ફ્રરજિયાત વેઠ કિધો દૂર સોગ,
થયો હાય! હેવો બુરો આય જોગ.
અરે! એકતો દુઃખમાં પૂર ગર્ક,
તહેમાં ઉભી થઇ નવી આય તર્ક;
હજુરતો મકાને પડ્યાં છે રવાન,
ફ્રરી તેટલાં તો ચશમ ને જબાન;
ઉઠો પાકજાદો કરો બસ બચાવ!
કહોની ખરેખર થયો શું બનાવ?
ખુલાસો જ કરવા ઉઠોની શિતાબ!
ગમેતો પછી જઇ કરો નેક-ખાબ[1]!
ભલી દામને પાડવા કાંઇ દાઘ!
અરે! પેરવી થાયછે જોઇ લાગ!
કયામત તલક રેહશે આય દોષ!
ઉઠો બ્હેન આપો જવાબો બજોશ[2]!
જબાની અગતની હવે ટૂક લેઇ,
મુલતવી જુરી નવ દિવસપર રહેઇ;
ભલા બ્લૅનીએ લઇ જવાને રવાન,
દિધો હુકમ આરામઘાહ્ને મકાન[3].

1 ભલી ઉંઘ. 2 જોશથી. 3 દાખમે.

# ગમ્ભીર મજલેસ.

## બ ય ત.

દિધા પાકદામન ઉપર બેહુ જાન,
મુવાબાદ તનબી કિધાં કૂરબાન.

અશો જાન તન સાફ દામાન પાક,
અગર રંજથી ખલ્કમાં થાય ખાક;

મિનોઈ જહાંને મળે નેક સુ:ખ,
ભલે ગેતી[1] ત્હેને ગણે પૂર–દુઃખ;

મુવાબાદ જેવા જગતના ક[illegible],
ખરે તાંહ તેવોજ સમજો મુકામ.

હજારો જનોમાં હતું નહિજ કોઇ,
જહેને ચહેરે ગમી નહિજ જોઇ;

ધરે આંખપર સર્વ કોઈ રૂમાલ,
ગણે કુલ્લ મજલેસ એશી મિસાલ.

સહુનાં હતાં શું ત્હમે બેહુ બ્હેન?
અરે! કે રડીને કિધાં લાલ નેણ?

ઉઠ્ઠમન વખત આય મજલેસ ભરાઇ,
અરે! જે વખત બેહુની ઘેહ સરાઇ;

વિતા જ્હાર ચોવીસ કલાકો નદાન,
જવા દોખમે બ્હાર પડિયાં રવાન[2];

અરે! પૂર ગમનાક દેખાવ જોઇ,
વગર અશ્કની[3] ચશ્મ રહિ નહિજ કોઇ;

નજર બસ પડી ત્હાં ખુદાની ખુદાઇ,
નથી જેહની નેક–દિલથી જુદાઇ.

---

૧ આય જહાંન, દુનિયાં. ૨ એ બોલ સાધારણ રીતે લાશને બદલે પારસીઓમાં વપરાય છે, લાશો. ૩ આંસુઓની.

પડી બ્હાર, જેવખ્ત બેહૂ ગેહાન,
થયાં રંજદિલ[1] જ્હાંન ને આસમાન;
થયા બેહુ વચ્ચે સવાલો જવાબ,
ઉતારી લિધા તે કલામો શિતાબ.

—o—

## રવાનોની ચરચા.

૫૬.

(જગત જૂઠ ધનનો મેળો છે.—એ રાહ.)

કહો કાંહ—જાએછ આ બેહુ ગેહાન! 1

સદકે[2] કિધા પાકદામન ઉપરથી;
જે બેહુએ નેક જાન;
મરવા પછી પણ વહાલાં બદનને,
અંતે કરી કૂરબાન. ૨

ગાતી હતી કાલ જે આય ઘરમાં,
લેઈ હરખથીજ તાન;
રે! તેજ નાજુક બદનની મહોતે,
કીધી અજબ મોહકાન. ૩

માયો રડે ને રડે બ્હેન ભાઈ,
ખાવિંદ બેશી સુજાન;
રૂદનો કલાપીટ બસ કેહવાને,
નહિ ચાલતી આ જબાન. ૪

સહુ કોમ સાથે પરકોમ રોએ,
લેખી સગાંઓ સમાન;
કુલ શેહેરમાં આંસુનો મેઘ પડિયો,
ગાજ્યું ગમીનું તુફાન. ૫

---

૧. દલગીર. ૨. ફિદા કીધા.

ગુહાનો ઉપર સ્વેત[1] છત્તર નૂખાયાં,
પાકીજગીની નિશાન;
આરામથી બેહુ ખાબે–ખુશીમાં,
પ્હોડીછ નારો જવાન. ૬

જુઠી જગતની તજી જૂડ માયા,
રાખી ખુદાની પિછાન;
ત્હેનો તહાં શેજદો પામવાને,
છોડ્યુંછ ફાની મકાન. ૭

ચિન્વત્[2] ઉપર પ્હોંચશે જો રવાનો,
મળશે તહાં બહુજ માન;
લેશે વધાવી ફરોહર ફરેશ્તા,
ગાશે સુગુણના વખાન. ૮

પીરોજબાઈ બચૂબાઇનાં તો,
જોઈ ફિરોજી[3] રવાન;
ફીરોજ સત કુહેછ ગાજી રહેશે,
સાતો અરે આસમાન. ૯

——:o:——

## ભલી કૂચ.

——:o:——

### બ ય ત.

ગયા એ મિસાલે અરે જાન–પાક.
મળી ખાકમાં બેહુની નેક–ખાક;
હવામાં ઉડી બે ગયાં બૂલબૂલ,
થયાં પિંજરા તો પલકમાંજ ધૂળ;

---

૧. સફેત. ૨. જે પુલ ઉપર જરથોશ્તી ધરમ મુજબ ચહારમની બાંમદાદે રવાંનોની તપાસ થાય છે તે. ૩. નેકબખ્તી ભરેલાં.

મિટ્ટીમાં મિટ્ટી થઇ ગયાં ફુલ મગર,
જુઓ નેક[1] ખુશબો રહી હ્યાં અમર!

થશે નામ ત્હેનો અરે ભાઇ નાશ!
નથી રેહવાનું સદા કોઇ ખાસ!

હજારો જુગોના અરે જાનદાર[1]!
જનમ લેઇ મૂવાં ખરે બેશુમાર!

મરે કોઇ બાળક મરે કોઇ જવાન,
બને જૈફ પણ મોતતો છે નવાન!

કરે કોઇ દુખમાં હજારો સવાબ,
કરે કોઇ સુખમાં બદી બેહિસાબ;

જગતની મજા જોઇ લાખો મરછ,
વધારી બદન ભક્ષ કાજે ધરછ;

વધ્યું શું? તહેમાં અરે ઇનસાન!
જરા વાત સાંભળ ધરી નેક ધ્યાન!

કરી લે! અરે તું સફળ આ સફર!
બદીપર હમેશાં બનીને જફર[2]!

અશોઇ ભલીનાં ભલાં નખ લગાડ!
નસીબી ફળોની નરમ છાલ ફાડ!

હશે નાખુનો[3] જો બદી-મેલ[4] પૂર,
થશે જહેર માવો બની બદ-કસુર,

ગળાંમાં ઉતરતાંજ મરશો તુરત,
થશે લ્આનતે-પૂર[5] ત્હારી સુરત.

કરી લે સવાબો! થશે તેજ સાથ!
નશો લેઇ જા તુ! ભરી બેહુ હાથ!

---

૧ જાન ધરાવનારાં, જીવતાં. ૨ ફતેહમંદ. ૩ નખો.
૪ બદીના મેલથી ભરેલાં. ૫ લઆનત ભરેલી, ફીટકાર ભરેલી.

સહૂ કોઇ હેવાં કરો નેક કામ !
મુઆ બાદ જેથી રહે નેક નામ !

જુદાઇથી ગરક થાય ગમમાં ખલક,
ખુશી થઇ વધાવી લિયે ત્હાં ફલક;[1]

જુઓ કે ગયાં તો ખરાં નેકજાદ !
મગર સહુ રડેછે કરી નેક યાદ !

ભલા ફેજનો[2] દાખલો લેઇ આય,
ફરે જે બદીથી સુખી તેજ થાય.

---

# અંતે સહુ ચાલી ગયાં.

---

## ગ જ લ.

(ક્યા બિજલી આઈ ચમનમેં શજરે ગુલ જલતા રહા-એ રાહ.)

---

એક પાછળ એક તું જોની સહૂ ચાલી ગયાં;
ભાઇ બ્હેનો જન[3] અને ફરજંદ ને વાલી ગયાં. ૧

મુફલિસો સાથે અમીરો બેગમોબી ખાક થઇ;
કોઇ દસ્તે-પૂર[4] કોઈ હાથ લઇ ખાલી ગયાં. ૨

કોઇ તો કંજૂસ કૂટી પેટ વેહેમાં મુવાં;
ગંજ મેળી રંજ લેઈ સૂરતે કાલી ગયાં. ૩

દાજ દિલમાં તો ધરી કોઈ સખીએ રંકની;
જીવતાં તો શું ? મુવા પાછળ વળી પાલી ગયાં. ૪

અંતકાલે તંગ-હાલે[5] પામિયાં નહિ પુર જગા;
મ્હેલમાં ફીરોજ જે રહિને ફુલીફાલી ગયાં. ૫

---

૧ આસમાન, મિનાઈ જહાંન. ૨ બદલાનો. ૩ બૈરી, પરણેતર.
૪ ભરેલે હાથે. ૫ તંગાસ ભરેલી હાલતે.

# અખબારોની[1] વળણ.

—o—

## બયત.

હવે બસ પુલિસની ફરી જો તરફ,
બની ન્હાર રૈયત ગમીમાં ગરક;
મળી એશ સહુએ કિધો ખુબ વિચાર,
બચાવો જ કરવા થયાં તુર્ત ત્યાર;

કિધો હેગી ચાલાક શાણો વકીલ,
સુણી બસ હકીકત દિધાં જાન દીલ;
લડ્યો જે ખરે સાચવટની લડત,
દિગર[2] કુલ જિકર[3] તુર્ત નાખી પડત.

પછી જિદ્દા, પોલીસ થઇ તર્ફ એક,
બિજી તર્ફ રૈયત કોમો અનેક.

પહેલેજ ખુન ને પછી આપઘાત,
પછી નીકળી છે અકસમાત વાત;
અરે ! સ્હેજ વખ્તે ફર્યો એમ ખ્યાલ,
બિજી બાતમીની કહાડે ન ભાળ;
થયો છે કદી એહવોબી બનાવ ?
અરે ઓ પુલિસ એકબી તો જણાવ ?
ખરી પાડવા ફક્ત ન્હારી તરફ !
કરે છે અરે કાંય ખુનને ગરક ?

---

1. ન્યુસપેપરોની, ખબર પતરોની. ૨. બીજી. ૩ તકરાર.

ઉઠી બસ ગયો રૈયતી વીશ્વાસ,
પહેલ્લેજ રોજે વખાણ જોઇ ખાસ.

"સમાચાર" લાયું દલીલો હંજાર,
થયા "જામે જમશેદમાં" ખુબ પુકાર;

દિઠી ખુબ "અખબારમાં" બી જિકર,
ખરો ભેદ વાંચી ઉછળિયાં જિગર;

વળી "રાસ્ત ગોફતાર" ની ખુબ દલીલ,
અરે ભાઇ! વાંચી થયાં રંજ દીલ;

થયાં "કયસરે હિન્દમાં" ખુ[illegible] [illegible]ખાણ,
વખોડીછ જેણે પુલિસની વલાણ;

સુણો "ગુજરાતી" બખાણુંછ બહુ,
મરાઠી વળી હિન્દ અખબાર સહુ;

સહુ કોમનાં હિન્દ અખબાર કુલ્લ,
વખોડી સહુએ ખરી આય ભુલ.

મગર "ટાઇમસે" ભાઇ "ગેઝેટ" સાથ,
સુખન સખ્ત છાપી લિધી કાંઇ બાથ;

વળી કોઇ તો બસ કરી તુચ્છ વેશ,
ઉભા કાંઇ ઇંગ્રેજ અખબાનવેશ,[1]

ન ખાધી કદર બાંનુની એક રેજ,
કરે જે કબૂ નહિ ખરા ઇંગરેજ:

નહી છાજતા છાપિયા તે કલામ,
બજિદ થઇ બચાવે, દિધા સખ્ત [illegible]દામ:

મુવાંપર થયા હુમલા બેધરક,
ભલી માનસાઈ બની બસ ગરક;

1. નયુસપેપરવાલાઓ.

તમ્હારીજ હમદિન[1] અગર બેહુ નાર,
હતે તો થતે ત્હાર કેવો પુકાર?

મિનારે જડેલા ત્હમે કુલ્લ સંગ[2],
જબાંદાર કરતે ધરીને ઉમંગ;

પત્થર પાસબી બસ કરાવી પુકાર,
સિતમ આય કરતે જહાં-આશકાર;[3]

ચિનેલા ચુનાની અરે રજ સહેજ,
બખશતે ત્હમે તેહને ચશ્મતેજ[4]

તુરત ચિતરાવી ખુનીની શકલ,
રચાને પતાકેબી કરતે નકલ;

જડેલીજ દરએક લોખંડ—સીક,
બનાવી તમ્હારી ત્હમે ગમશરીક;[5]

ઘસી પત્થરો સાથ આતશ શિતાબ,
ત્હમે પાડતે ભુંજવા દિલ—કબાબ;

કરી પૂતળાં જીવતાં તેજ વખ્ત,
લખાવી વિગતવાર આ જુલ્મ સખ્ત,

ત્હમે આપતે એહવો ખૂબ રંગ,
થતે બર્ફમાંથી અગનના તરંગ;[6]

મધુર વાગતા ઘંટ ઘડિયાલનાજ,
અજબ કાંઇ કરતે ગમીના અવાજ;

કદીબી ન ખામોશ[7] તે રેહતે જ,
ખુની જહાંશુધી પામતે નહિજ ફેજ.

વળી કોઇ ચણ્ડાળ નાપાકજાદ,
ઉડાવી ગપાટા રહે દીલશાદ[8];

---

૧ જાતભાઇ. ૨ પથરા. ૩ દુનિયામાં જાણિતો. ૪ આંખનું નુર, જોતી આંખો. ૫ ગમીનાં સાથી. ૬ મોજા. ૭ ચુપ, બંધ. ૮ ખુશાલ, હરખ ભરેલાં દિલના.

વગર દાઘનાં દીલની લેઇ શાલ,
ગિબતના રફૂગર[1] થયા કે ખુશાલ;
અસત અંધકારે ધરી ન્હેસ્ત સોય,
દગાનો જ દોરો અરે પોઇ જોય;
ફરેબી સિફતની ધરીને પનાહ,
કપટથી કરે મકસદી કં તરાહ;
બતાવી ઠગે કાનની બસ ચશમ,[2]
હરૂસે કહીને, વળી લે કસમ;
મગર રાસ્ત ખુર્શીદનો જો ઉજાસ,
સફા શાલપર જાહેર પડશે જ ખાસ;
ખુલી ઝટ જશે બદકિસબ[3] તો તુરત,
સિહા થઇ જશે કારમી તે સુરત.
અરે ! ભાઇ અફસોસ ! કે એ મસલ,
થયા જૂજ હમદીનથી કમઅકલ.
દિધી કોઇએ સખ્ત બેગર્જ-પંદ,[4]
અકલ-મંદ તો કે થયા અકલમંદ;
સહોરાબજી બંગાલીએ કસૂર,
કિધી એ મિસાલે કરી અકલ દૂર;
છપાવ્યાછ અખબારમાં ખુદ-વિચાર,
દુખાવ્યાંછ હમદીન દિલ બેશુમાર;
થયો જેથકી કાગનો મસ્ત વાવ,
મળ્યો ફિત્નેઅંગેજને[5] ખૂબ લાગ;

---

૧. છેદ પડેલાં અથવા ફાટેલાં કપડાંને બે માલમ રીતે સીવનાર.
૨ હેવી રીતે કાનમાં વિગત કેહ કે જાણે સાંભળનારની નજર સામે બની હોય. ૩ બુરાં કરતુક. ૪ નહીં માંગેલી શિખામણ. ૫ ફેસાદ ઉત્પન કરનારા.

સદા દુરઅંદેશાં જ્હેના ખયાલ,
ગયા કાંહ આજે? થયો એ સવાલ;
બુરા જોગથી તો થયું દીલ સખ્ત,
ન માગ્યું ન ધાર્યું લખ્યું એક લખ્ત;[1]
ખફા ના થના! બ્યાન સતને સરજ,
બજાવીછ મેં ફકત મ્હારી ફરજ.

---

# ફિતનેઅંગેજોને સુખન.

---

## ગીત.

(સુખોનો સુરજ અસ્ત પામી ગયો રે.—એ રાહ.)

---

દુખોમાં દિલાસા બજ્યા બસ તમ્હારા,
નથી જોહતા કાંઇ આજ,
અસત મારતાં વસ્વસાના ગપાટા,
નથી આવતી કાંઇ લાજ?
જવાબો તહાં કેમ દેશો રે?
તહમે શું સદા ત્યાંજ રહેશો રે? ૧

તહમે બેબિસાદી બન્ને જીવ જાણી,
ભરી બેકદર કે કટાર,
તહમારીજ હમદિન હતે નાર એ તો,
થતે ત્હાર કેવો પુકાર?
રગોમાં[2] રગત[3] ખુબ ઉછળતે રે!
કલેજે સખત આગ બળતે રે. ૨

---

૧ અખબારોમાં બેનામે લખેલું ચરચાપત્ર. ૨ નસોમાં. ૩ લોહી.

હમો જીવતાંને ગમે તે કહેજો!
મુઆંનું ન લેતાંજ નામ !
જવાબો નથી કોઇ દેનાર હ્યાંતો !
ગયાં બેહુજન સ્વર્ગ ધામ !
ગણી દામનોનેજ પ્યારી રે,
કિધી જિન્દગીને અકારી રે. ૩

ખરાંનો ખુદાવંદ છે સાચ સાથી,
ખરૂં આ કહેછે ફિરોજ,
જગત સાગરે સત્યનો સંગ[1] તરશે.
ડુબે જુઠ સંગીન બોજ;
ભલે કાં ન તાગુખુંજ હોતું રે,
કરી અખ્તરો સહેજ જોતું રે. ! ૪

# જુરીનો બીજો દાહડો.

## બયત.

બિજી વખ્ત બેઠી જુરી બાઇ જહાર,
યુનીવર્સિટી તો ભરાઈ ચિકાર;
સહૂએ કિધું એ ઠિકાણું પસંદ,
ખરૂં જે કુશાદે અને છે બુલંદ;
વળી છે મિનારો તહેનીજ પાસ,
સહેલ્લી બને જેથકી આ તપાસ;
પટી લોકની એહવી તો ધમાલ,
સહૂ પારસાએ કિધી બસ કમાલ;

[1] પથ્થર.

ભરાઈ ઇમારત અને સાથ બાગ,
જુઓ ચોતરફ પારસીઓ અથાગ.

કાશેનર ભલા જ્હેની જે નેકજાત,
બિરાજ્યા હવે ખોળવા રાસ્ત વાત;

દિલે જે નિખાલસ અને રહેમવંત,
ખરી બાતમીમાં બતાવેછ ખંત;

વળી જંગમાં મસ્ત રૂસ્તમ સમાન,
અને ઇનિસાફે અનોશેરવાન;

ખુદાનો ધરી ખોફ દિલમાં હમેશ,
અરે સાચવટને ગણે ફક્ત ખેશ;[1]

ડરે કોઇથીબી નહી તે દલેર,
જબાં રાસ્ત ને પાકદિલમાં મહેર;

સદા દીલ ને હાથ હાતમ સમાન,
વિક્રમ[2] સમ ખરો વીર ચાતુરસુજાન;

હમેશાં બુજાવે શાહેરી સમાજ,
લડે રાસ્ત લડતો જુઓ ફર્જ કાજ;

કરે મુફ્ત લાચારની સારવાર,
ગિરોના ખરચથી બનાવે ટટાર;

સિફ્ત રાસ્ત જહેની સહૂ કોઇ ગાય,
દિલોજાનથી સર્વ કુરબાન થાય;

ખરૂં બ્યાન ત્હેનું હવે હું કરૂંછ;
ત્હમો સાંભળે તે કલામો ધરૂંછ.

---

૧ પોતાની, માનીતી.  ૨ રાજા વિક્રમ.

# ઠામસ બ્લેનીની નેકનામી.

## ગ ર બી.

( માહ કોપ થયો તે કળી કાલમાં જો.--એ રાહ.)

ચાલ ચાલની સુજાન સખી જાઇયેં જો;
ભલા ઠામસ બ્લેનીના ગુણ ગાઇયેં જો. ૧

બહુ મુંબઇ શેહેરે જે છે જાણિતો જો,
જુઓ આલા[1] અદના સહુનો માનિતો જો;
તહેના વખાણ ગાઇને રિઝાઇયેં જો. ૨

સભારાદ સૂરો શેહેરની સમાજનો જો,
તબિબ સાચ, ગરિબ દરદીની દાજનો જો;
ખરૂં કહેવામાં શાનાં શરમાઇયેં જો? ૩

જઇફ કોરોનર જે મુંબઇ શેહેરનો જો,
વરસ સોલ[2] થયાં ચાલુ ખુદા-મ્હેરનો જો;
ભલો ભાગ જેહનો ભલી ભલાઇયેં જો. ૪

મ્યુનીસીપલ સ્કુલબોર્ડનો પ્રમુઃખ છે જો,
સદા હસતું સુંદર જહેનું મુઃખ છે જો;
મઘન થાઇ નેકમનથી મલકાઇયેં જો. ૫

સખાવતમાં સબળો તે સરદાર છે જો,
ગરીબોનો નવરોજ[3] આધાર છે જો;
દુવા નેક સખા તેહને ચહાઇયેં જો. ૬

---

૧ મોટાં અને નાહનાં, તવંગર અને ગરીબ. ૨ કોરોનરનો ઓધો આજ સુધી સોલ વરસ ચલાવ્યાં છતાં એકબી દીવસ, અઠવાડયું કે માસની, બીમારી, રોકાંણ, અથવા કોઇ પણ કારણ સર, રજા લઇ પોતાના કામથી ગેર હાજર રહયા નથી. ૩ ઘણાં વરસ થયાં આ ભલા ડાકટર સાહેબ, દર નવરોજને ટાંકણે, મુંબઇ શહેર તેમજ બીજાં ગામડાંના ગરીબ જરથોસ્તીઓમાં મોટી રકમની ચાલુ સખાવત કરે છે.

જિવો જુગ જુગ સદ્દગુણના ભંડાર તમે જો,
દુઆ નેક ફિરોજી ફળજો હરદમે જો;
ફરી ગરબી લઇ તાળી હરખાઇયે જો. ૭

## બાગે બહેશ્ત.

બયત.

ગયા એ મિસાલે હવે કાંઇ રોજ,
વધ્યો વસ્વસાનો અરે ભાઇ બોજ;

પડી સાખશીઓ તરેહવાર જાત,
અરે! ખૂનનીતો જાણાઈ ન વાત;

પુરી મેકડરમાટએબી ગભ્હાઇ,
ન ભેદી દરદની મળી કૈં દવાઇ;

પહેલ્લે ગણાયો જુઓ આપઘાત,
પછી કેમ ત્હેનો થયો અકસમાત?

ઉભા તે ઉપરથી થયા કૈં સવાલ,
બુરાંઓ દિલોમાં કરે બદ-ખયાલ[1],

સુણી જીવતાંને છુટે કમકમાટ,
મુવાં કાંય તેથી બને નહિ ઉચાટ[2];

ગમીમાં ગરક થઇ કિધો જ્હાર ખાબ,
દિઠો આય દેખાવ મેંતો શિતાબ;

નજર ઝટ પડ્યો બ્હેશ્તનો નેક બાગ,
ફુલો ફળ હતાં જ્હાં ખરેખર અથાગ;

અજબ બ્હાર રોનક અજબ રંગ ફૂલ,
અજબ બસ સફાઈ અજબ બૂલબૂલ;

---

૧ બુરા વિચારો. ૨ દલગીર.

અજબ તે પરંદાં[1] અજબ તે અવાજ,
અજબ તે સરોદો[2] અજબ તે સહાજ;

વહે પૂર ખુશબોઇનો ખુબ પવન,
ખરે દિલપજિર[3] આય દીઠાં ચમન;[4]

ફ્રોહર અશો મેં દિઠાં બેશુમાર,
બિલોરી[5] હતો ત્હાં નદીનો કિનાર;

સહૂ કોમનાં ત્હાં હતાં નેકજાદ,
ખરેખર હતાં તે સહૂ કોઇ શાદ;[6]

ફ્રેશ્તા મિસાલે હતું પાક નૂર,
હતાં સહુ ચમનમાંજ ચકચૂર પૂર;

હલીને મળી સૌ કરે રંગરાગ,
ખુશીમાં ખિલ્યો બહેશતનો નેક બાગ;

ખિલી રહિ ખુશાલી અરે તર્ફ ચાર,
નજર નહિ ખિસે લાખ આવે વિચાર;

અરે ! એહવામાં દેઠી મેં સુરત,
મહારી તરફ જેહ આવી તુરત;

હતી બેહુ નારો મહેરો[7] સમાન,
પહેલ્લીજ નજરે કિધી મેં પિછાન;

હતી એકતો નેક પીરોજબાઇ,
બચૂબાઇ બીજી ખરેખર જણાઈ;

પહેર્યા હતા સ્વેતરંગી[8] લિબાશ,
ગળાંમાં ફુલોના હતા હાર ખાસ;

ફ્રેશ્તાઇ ચ્હેરે હતું પાક–તેજ,
ખુશી થઇ દિઠો મેં ભલો આય રેજ;

---

૧ પક્ષિઓ. ૨ ગાયન. ૩ દિલને ખુશી કરનાર. ૪ બાગ, વાડી. ૫ કાચના જેવો સાફ આરપાર દિપે તેવો. ૬ ખુશાલ. ૭ માહબોખ્તાર, ચાંદ. ૮. સફેત રંગના.

ઉભાં બેહુ મુજ સાંમબે થઇ ઉદાસ,
હતો તે વખ્ત બામદાદી ઉજાસ;

મ્હને જોઇને બેહુ ગમગીન થાઇ,
કહયું કે "અરે! પ્રીય હમદીન ભાઇ!

ખલકમાં ખરી વાત પ્હોંચાડ આય,
અરે! કે જુઠો વસ્વસો દૂર થાય;

ભલાંને પહોંચાડજે તું સલામ!
બુરાંને જરા આય કુહેજે કલામ!

હમારો તહમારો ખરો ઇનિસાફ઼!
થશે આખરે ક઼્યામતે સાફ઼સાફ઼!

ખુદાને તહમે આપશો શું જવાબ?
અરે કાંઇ જગમાં કરોની સવાબ!"

કહી એમ, ગમ્ખાર થઇ બેહુ નાર,
સરોદ સિતમનો કિધો આ પુકાર;

પુરો તે થતાં જાગિયો હું શિતાબ,
લખ્યા તે કલામો ઉઘાડી કિતાબ.



## પયગામે પાકજાદ.

### ગ જ઼ લ.

(દિને જરથોસ્તમાં છે આજ દિલસૂઝી ભરી ભારી.—એ રાહ.)

અસત ગુલ્બાનની દેહશત હવે હમને બતાવો ના!
ખુદાની કુમ્મકે પ્હોંતાં હવે હમને ડરાવો ના! ૧

હમે હસ્તી તજી ફ઼ાની મિનોઇમાં કિધો વાસો;
હવે બદનામના સુખને યહાં હમને રડાવો ના! ૨

નથી શું ડર ખુદાનોબી તહ્મારાં નાતરસ દિલમાં ?
ફરેબી ફૂંકથી નાપાક થૂકોને ઉડાવો ના. ! ૩

તહ્મારી અટકળી ચરચા ખરી બસ પાડવા અંતે;
હમોપર ત્હોંમતો મેળી અરે! ટુકમાં પતાવો ના! ૪

નથી પડિયા જુઓ દાઘો હમારી પાક દામનપર!
હવે શકની સિહાઈલઇ હસદથી તે બનાવો ના ! ૫

ખરાંનો છે ખુદા શાહિદ[1] કબૂ નહિ તે છુપું રહેશે!
હમે ખુશ–નિંદમાં છૈયેં હવે હમને જગાવો[2] ના ! ૬

સહૂ તે સંગદિલને[3] તું અરે ફીરોજ જઇ કુહેજે!
હમે જુલમાત બહુ ખમિયો હવે હમને સતાવો ના! ૭

---

## વતનની યાદ.

### બ ય ત.

નરમ નબ્જમાં[4] જ્હાર ઉકળેછ ખૂન,
ખરી હાયના સખ્ત નિકળે સખૂન;

વફાદાર રહિને ધરે દિલ સબર,
જખમ લેઇ ખુનખાર[5] જીરોજબર;[6]

દિલોમાં બળીને બની ખાક રાખ,
નસિબપર ગુજારેછ અફસોસ લાખ;

જગતની જફાપર સબૂરી ધરેછ,
જિગરથી જલીને સુખન આ કહેછ.

અરે હાય ! ગુલ્જાર પ્યારાં ઇરાન!
વતન નેક નોબ્હાર જિન્નત સમાન!

---

૧ સાખશી. ૨. જગાડો, ઉઠાડો. ૩ પથ્થર જેવાં દીલનાને.
૪ નાડમાં. ૫ લોહી લુહાણ. ૬ ઉપર અને નીચે, આખાં બદનપર.

ગયાં કહાં હમારાં અરે તખ્ત તાજ?
ગયા કહાં મુલક ને ગયાં કાંહ રાજ?

જબરદસ્ત • જે જહાંનની શ્હેનશાત?
કહાં ગઇ હજારો વરસની હયાત?

કહાંછે કયેખોશરો નામદાર?
નરીમાન ગુસ્તાસ્પ અસ્પંદિયાર?

કહાંછે જબરદસ્ત બરજો જવાન?
ફરામર્જ સોહરાબ જહાંપ્હેલવાન?

ગયા કાંહ દારાબ દારાં દલેર?
અનોશેરવાં ને અબૂજર્જમ્હેર?

ગયાં કાંહ કાબૂલ જાબૂલ ચીન?
મિસર રૂમ તાતાર ને માહચીન?

કહાં ગેઇ કુલ જહાંનની પાદશાત?
ફના તે થઈ! ને રહી ફક્ત વાત!

કહાં નામદારો ગયાં પાકજાદ?
થયાં ખાક સહુ! ને રહી ફકત યાદ!

થયો ન્હેસ્ત યારો સિતારો બુલંદ,
દલેરો મુવાં જઇ ફનાને કમંદ;[1]

હતું જેહનું જહાનનું રાજ નેક?
ન ન્હાનુંબી તહેનું રહયું ગામ એક!

મજહબ વાસતે છોડિયું બસ ઇરાન,
મગર સાથ રાખ્યાંછ દીનો-ઇમાન!

તજ્યા મ્હેલ બાગો તજ્યા મુલ્ક માલ!
ફકત દીન સારૂ થયા પાયમાલ!

---

1 ફંદામાં, ફાંસામાં.

તજ્યા એશ આરામ ફળવંતુ દેશ,
પરાઈ હકૂમત, ગણી રાજ–ખેશ;
તજી મુલ્ક આયાછ હિન્દૂસથાન,
યહાંબી કિધા કાંઇ કુરબાન જાન;
કહાંનો જુઓ રાય–જાદવ[1] જવાન,
કહાં બેગડો[2] ને કહાં અલફખાન;[3]
વફાદાર રહિ પામિયા પુખ્ત માન,
હકૂમત સહૂએ કિધા દીલજાન;
મુસલમાન હિન્દૂ અને ઇંગ્રેજ,
ફિદા સહુ થયા જોઇને પાક તેજ;
જુઓ પેશવા શાહ અકબર નિજામ,
સહૂએ દિધાં જાગીરોનાં ઇનામ;
બ્રિટિષ રાજમાંતો મળ્યું બહુજ માન,
બૅરોનેટ[4] કિધા પારસી બે સુજાન;
બિજી જ્હાર કોમો હતી બેહિસાબ,
ફકત પારસી પામિયા આ ખિતાબ;
સખાવત જહેની નથી કેં અજાણ,
ગણી પૂર–લાયક બખશિયાંછ માન;
મુઠીભર રહીને કરે બસ કમાલ,
ઘઉંમાં ખરે કાંકરાની મિસાલ;

---

૧ જાદવ રાણા, જેણે ઈસવી સને ૭૧૭માં સંનજાનમાં જરથોસ્તીઓને પોતાના રાજમાં આસરો આપ્યો હતો. ૨ ઈસવી સને ૧૫૦૭ માં મહમદ બેગડાએ પોતાના પાયતખ્ત શહેર અમદાવાદથી એક મોટું લશકર, સનજાન જીતી લેવા સારૂં મોકળ્યુ હતું, જહારે રાણા તરફથી જરથોસ્તીઓ લડયા હતા. ૩ આ લશકરે અલફખાન નામના એક સરદારની હકુમત તળે લડાઈ કરી હતી. જુઓ શેઠ ડોસાભાઈ ફરાંમજી કરાકા સી. એસ. આઈ.ની બનાવેલી પારસીઓની તવારીખ. ૪ પ્હેહલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઈ, ખેતાબ મહ્યો ઈસવી સને ૧૮૫૭ માં. બીજા બેરોનેટ સર દીનશાહજી માણેકજી પીટીટ. ખેતાબ મહ્યો ઈસવી સને ૧૮૯૦ માં.

પયગમ્બર જરાથોશ્ત જે નેકનામ,
બરકફકત ભરેલા તહેના કલામ;
સહૂ તેહની છે ખુબી આય નેક,
રહ્યો જેથકી જહાંનમાં પૂર ટેક;
તહેનાં અશો રૂહપર બેશુમાર,
પહ્ડો આફ્રીનો હજારો હજાર!
હુજુરબી જુઓ રાખિને નેક લાજ!
નિભાવેછ જગમાં ગરીબંનવાજ!
અદલ રાજ વિક્ટોરિયાનું વિસાલ,
ભલી કયસરા નેક માદિર મિસાલ;
અદલ વાવટો છે સદા પૂરનૂર,
ન જહેની ઉપરથી થતો અસ્ત ખૂર;
મળી વાઘ બકરી રહે બેહુ સાથ,
તવંગર ગરિબપર ન ઉચકેછ હાથ;
નહી દુઃખ રૈયેત જહેની સહેછ,
દુઆઓ ગુજારી ચમનમાં રહેછ;
ફિદા પારસી છે જહેની ઉપર,
સબૂરી ધરીને કરે બસ શુકર;
બુજાઇ પારસી કોમની દિલ–અગન,
ગણી રાજ–નિજસમ સદા છે મઘન;
અરે પણ ખરેખર જુઓ આય વખ્ત!
રફિકનાં[1] દિલોબી થયાં હાય સખ્ત!
બને કોઇ સંજોગ હેવો ખરાબ,
પિયે દોસ્તબી દોસ્ત–ખુનનો શરાબ[2];

૧ દોસ્તોનાં. ૨ દોસ્તનાં લોહીનો દારૂ.

થયા એ મિસાલે કહું બાપુકાર!
ઘણા એક પ્યારા અરે દોસ્તદાર!
અરે! સ્હેજ વાતે ફરી ગઇ ચશમ!
રફિકની ફરી ગેઇ રૂડી રસમ!
ભલી તોખ્મનું[1] છે સદા દીલ સાફ,
કરે છે બુરૂં ચાહતાંનેબી માફ;
બુરા સુખ્નથી, નહિ કરે દીલ રંજ,
અગર દાવ આવે, મળે ખૂબ ગંજ;
ભલાં દીલથી તે કરે નેક ચાહ
બનાવે રકિબને[2] ફરી ખેરખ્વાહ.
ભલાંની ભલાઈ ભુલાઇછે જહાર,
તવારીખની યાદ આપુંછ ત્હાર.

---

# પારસીઓનો વફાદારી.

—:o:—

## ગ જ લ.

(અરે પિતાજી ગરીબપરતો, ખફા બનીને
જફા કરોના.—એ રાહ.)

---

હમો વફાપર બની ગુમાની!
અરે ભલાઈ હવે ભુલો ના!
સફા દિલોની ન કદ્ર[3] જાણો!
અરે ભલાઈ હવે ભુલો ના! ૧

---

૧ તોખમનું. ૨ બુરૂં ચાહનારને, દુશમનને. ૩ કદર.

થયા નથી બેવફા કદીબી !
જુઓ તવારિખ સદી સદીની !
નથી હરામી લહૂ ઇરાની !
અરે ભલાઈ હવે ભુલો ના !                    ૨

અમલ બ્રિટિષપર ખુશાલ બનિયેં !
હમે હમારૂંજ રાજ ગણિયેં !
નિરાંત રહિયેં ભલાં નુરાની !
અરે ભલાઈ હવે ભુલો ના !                    ૩

હમે હમારી કયેસરાને !
ભલા કલામે દુઆ ગુજાર્યે !
નિમાજ[૧] હરદમ કરી ખુદાની !
અરે ભલાઈ હવે ભુલો ના !                    ૪

થયાજ બલવે[૨] નહી વફારે !
અરે સહૂ કોમના જહારે ;
હમે સહૂતો રહ્યા ઇમાની !
અરે ભલાઈ હવે ભુલો ના !                    ૫

ત્હમો બદલ બહુ લડ્યાછ બાપૂ !
હમે બચાવ્યોછ આય ટાપૂ[૩] !
જરા તહેની કદર પિછાની !
અરે ભલાઈ હવે ભુલો ના !                    ૬

---

૧ દુઆ તનદરૂસ્તીમાં દરેક જરથોશતી હર વખતે ખુદાની બંદગી કિધા પછી બીજી દુઆઓ સાથે પોતાના રાજ કરતાનેબી જે દુઆ ચાહેછે તે.

૨ ઇસવી સને ૧૮૫૭માં હિન્દુસ્થાનમાં મોટો બળવો થયો તહારે.

૩ ઇસવી સને ૧૬૯૨ માં જહારે ઈંગરેજી લશકર મરકીથી પાયમાલ થયું હતું ત્હારે એ તકનો લાભ લેઈ જનજીરાના હબસીઓએ મુંબઇ ઉપર હુમલો કીધો હતો, જયારે રૂસતંમ દારાબ નામના એક જરથોશ્તીએ પોતાની સરદારી હેઠળ માછીઓની એક ફોજ ઉભી કરી તેઓ સાંમબે લડીને, મારી હઠાવ્યા હતા, જે કીમતી સેવાના બદલામાં મુંબઇની પટેલાઇ ઈંગરેજ સરકાર તરફથી તેવણને મળીહતી—જુઓ શેઠ ડોસાભાઇ ફરાંમજી કરાકા સી. એસ. આઇની બનાવેલી પારસીઓની તવારીખ.

ફિરોજ કહેછે સુણો, દિવાના
કબૂ નહી પારસા થવાના!
બુરા અને બેવફા તુરાની[1]!
અરે ભલાઈ હવે ભુલો ના! ૭

——o——

## હમદીન લાગણી.

### બ ય ત.

અસતનો પવન બસ ફુંકયો જ્હાર એમ;
ખરી કદ્રની તો ફરી જ્હાર નેમ.
નહી ખૂનનો કૈં ફુટો ગુપ્ત ભેદ;
ઉપજિયો સહૂ દીલમાં પૂર ખેદ.
થયો "જામે જમશેદ"માં ખુબ પુકાર,
મઆફૂકુલ દલીલે ભરાઈ કટાર;
ઉઘાડ્યું તહેમાં હવે ફંડ એક,
હતી જેહનીતો ખરે નેમ નેક;
જરાથોશ્તિઓ સર્વએ રકૂમ ખાસ,
ભરી જેહવી ભાઇ જહેની ગુંજાસ;
ભરે સેંકડો રૂપિયા માલદાર,
ગરીબે ભર્યા ફકૂત આના જ ચાર;
થયા એમ રૂપિયા, ઉપર દસ હજાર,
નહી કાંઇ ભરનારનો તો શુમાર;
ખરી સાંભળી આ અરજ બેગરજ,
જરાથોશ્તિઓએ બજાવી ફરજ;

1 ઈરાનીઓ આજે પણ બેવફા અને દગાખોરોને તુરાની કરીને કહેછે.

મળી બાંનુઓ જૈફ સાથે જવાંન,
ખરી લાગણીની બતાવી નિશાન;

વળી બાળકો સાથ સહુ નેકમર્દ,
ભરી રફ્મ દેખાડિયાં દીલ-દર્દ;

બજાવી સહૂ દીનદારે ફરજ,
રડીને કિધી આ ખુદાને અરજ.

"અરે ઓ ખુદાવંદ પરવરદિગાર !
જરા સાંભળી લે હમારો પુકાર !

સરે તુંથકી સાચદિલની ગરજ !
બિજા કોણ આગલ ગુજાર્યે અરજ !

રહેશે જગતમાં હવે કેમ લાજ ?
અગર સાંભળો નહિં ગરીબંનવાજ !

ખુનીઓ ખરા તો તહેનેછે ખબર !
હમેતો બશર[1] સહુ થયાં બેસબર !

ભરમ ભેદ પરદો અરે ખોલ બાપ !
ખરી બાતમીની ખબર તુંજ આપ !

બતાવી ખુની સાથ તહેના રફીક[2] !
બુરા શખ્સ તે વખ્તના હમશરીક[3] !

ઉઘાડા ખરા ખૂનિઓ તુર્ત પાડ !
સજાએ ધુનેહગારને પોંહચાડ !

અરે ! કે તહારેજ રૂહેશે સબર !
દુખી દીલની જહાર લેશે ખબર" !

---

૧ ઈનસાન, માનવી. ૨ દોસ્ત. ૩ મિલાપી, મસલતીઆ.

ભલી નેમ આ ફંડની જોઇ જૂહાર,
સહૂ કોઇ ભરવા થયાં ભોઇ ત્યાર;
ઘુનેહ્ગારનું જાણવા નામ ઠામ,
હતું બાતમીદારનું તે ઇનામ;
ફુટે ભેદ જેથી ગજબનાક આય,
ખરા ખૂનિઓને સજા રાસ્ત થાય.

---

## ઝમાનાની અજબ બાજી.

---

### ગ જ લ.

(ફિરત સબ ચિત્તહૈં ચરખેં કોઇ ઉલટે કોઈ સુલટે.–એ રાહ.)

ઝમાનાની જુઓ બાજી–ફરે ઉલટી અને સુલટી;
ભરમ ભેદી ગજબ ગાજી–ફરે ઉલટી અને સુલટી. ૧

ડુબાડે તે કબૂ પાપે–કબૂ બે જહાંન સુખ આપે;
કરે દિલગીર ને રાજી–ફરે ઉલટી અને સુલટી. ૨

ઝલકતી જામ લઇ કાતિલ[1]–ભરી પાઈ કરે બાતિલ;
કરે શાણાં અરે પાજી–ફરે ઉલટી અને સુલટી. ૩

ધરમ ધ્યાંનો બતાવે તે–વળી નર્કે સતાવે તે;
સદા નાની કરે હાજી–ફરે ઉલટી અને સુલટી. ૪

છુપાવી પાપ તે રાખે–વળી ખોલી ભરમ નાખે;
બતાવી બાતમી[2] તાજી–ફરે ઉલટી અને સુલટી. ૫

કહે ફીરોજ સુણ ભાઈ–ગુણો ને અવગુણો ગાઈ;
કહું શું ખૂબિઓ ઝાજી–ફરે ઉલટી અને સુલટી. ૬

---

૧ જીવલેણ. ૨ છુપી વાત, ભેદ.

# જાહેર ઈનામ અને ત્હેની ચરચા.

———o———

## બયત.

ભલો અર્દેશિર કામદિન રહિ મકમ,
ગિરોથી કહાડી મહોટી રકમ;

નહી હારિયો નેક હિમ્મત દલેર,
કરે આફરીન ભાઇ સારૂ શહેર;

હવે રૂપિયા લેઇ દોહડ હજાર,
છડે ચોક તે મોકળી ભરબજાર;

દિયે બાતમી ખૂનની જે તમામ,
બખશવા જ ત્હેને હવે આ ઇનામ;

પુલિસના વડાને કિધી આ અરજ,
જહેણે લખ્યું કે "નથી કૈં ગરજ;

ન ખુલશે ભરમ આપિયાથી ઇનામ,
અસત બાતમી કોઇ આપી તમામ;

થશે લાલચે તે ખરો બેતમાહ,[1]
જશે મારિયા મુફતમાં બેગુનાહ,"

દલીલો બિજીબી બતાવી અનેક,
રવાનેજ પાછો કિધો તેજ ચેક.

થયો લાર્ડ હેરીસને જો સવાલ;
દિધો જવાબ તેણેબી વિલ્સન મિસાલ.

---

[1] પરવા નહી કરનાર, વગર ફિકરનો.

# જુરીનો મુખ્તેસર એહવાલ.

## બયત.

બિજી તર્ફ આપો હવે ધ્યાન ખાસ,
ચલાવેછ જ્હાં ભાઇ જૂરી તપાસ;
જુઓ મેકડરમોટ થાકો લગાર,
પડી જો જહેમત[1] હવે બેશુમાર;
જગા તેહની ખૂઇને લેઇ ભાઇ,
ચતૂરઇ બતાવી અજબ કૈં સવાઇ;
ખુઇન ફ્રેગીની સખ્ત લાગી લડત,
નહી કોઇબી જિદ્દ મેળે પડત;
ખલલ એ મિસાલે પડી જ્હાર રોજ,
વધી ફૂત તકરારની જ્હાર ફોજ.
થયો તુર્ત સરકારનો બસ હુકમ,
રવાને ક્રિયરને કિધો એકદમ.
ઉભો જ્હાર સરકારનો આ વકીલ,
સબૂરી ભરેલાં થયાં સર્વ દીલ;
રજૂ કૈં થયા સાખશીઓ અનેક,
મગર ખૂન-પત્તો ગયો દૂર છેક;
પુરા સહુ થયા પણ મળ્યો નહિજ ભેદ,
ઉપજિયો સહૂ દીલમાં પૂર ખેદ.
પુલિસના થયા સાખશી જો તમામ,
પુરા જો થયા સહુ જબાની કલામ;
જુઓ ફ્રેગીની તર્ફમાતો તુરત,
ઉભી પારસી બાળકોની મુરત;

---

[1] મહેનત, રંજ.

બની વાત કુમળાં મગજમાં રહીછ,
પ્રથમ જેહની મેં હકીકત કહીછ;
હતી છોકરી એક પુર નેક–ફામ,
ભલું જેણિનુંછે નવાજૂબાઇ[1] નામ;
હતી ઉમ્ર તો ફક્ત અગિયાર સાલ,
મગર જેનમાં જૈફ આકિલ મિસાલ;
ધરી પૂર હિમ્મત દિધા ખુબજવાબ,
કિધું બચપણે આ અજાણ્યું સવાબ;
મુવાંની જગતમાં નિભાવીછ લાજ,
ખુશી બસ કિધો ખુદ ગરીબંનવાજ;
તહોમત બુરાંના મિટાડ્યાછ દાધ,
જુઓ રાસ્ત–સાબૂનનો[2] લેઇ લાગ;
કિધો તેણિએ કં ખુલાસો, અજબ
જુઓ મુજ ખયાલી હકીકત મુજબ;
શુરૂઆતમાં જે વિગત મેં કહીછ,
જહેની હજુર યાદ તાજી રહીછ;
પિછાણી સુરત માકુની બસ તુરત,
ઘણા લોકમાં જોઇ ત્હેની મુરત;
કહયું કે મિનારે દિઠો જેહ તેજ,
ખરે ખુદબખુદ છે અરે શખ્સ એજ;
વધૂ જે કહયું તેહનું ટૂક બ્યાન,
હવે સાંભળો સહુ ધરી નેક ધ્યાન.
"ફરી જહાર આયાં અગાશી ઉપર,
પડી આય દેખાવપર મુજ નજર;

૧ બુઆી·નવાજબાઇ તે મી૦ સોહરાબજી ઇજનેરની બેટી,
૨ સચ્ચાઇના સાબુનો.

ગયો ત્હાર માકૂ ઝડપ પૂર સાથ,
હતી પાઘડી તો ધરી એક હાથ;

નહી પોયલાં તો હતાં કૈં બદન,
હતો ત્હાર ખુલ્લો જ ડગલો તદન;

દિસ્યો ત્હાર ઘભરાયલો બેહિસાબ,
ઝડપથી ગયો દોડતો તે શિતાબ.

બિજાં તેણિનાં હમશરીક[1] બાળવેષ,[2]
હતાં તેણિનાં સહુ ખુબીવંત બેશ;

ફરેશ્તા હતા એ નહી ઇનસાન,
ખુદાએ ખરી જોઇ આફત નિશાન;

કિધા બસ રવાને અરે ત્હાં શિતાબ,
જુઓ આપવા આ સિતમનો હિસાબ;

જહારે થયું ત્યાર જુમ્બેશ-લખ્ત,[3]
કિધી સાખ ચારોજને તેજ વખ્ત;

ખરે નાજનીનાં મ્હોટાં નસીબ,
હતાં તે વખત આય ચારો કરીબ;[4]

કહ્યા કુલ્લ શેહેરે ખરા આ કલામ,
નમીને કિધી બસ ખુદાને સલામ.

ખુદાવદ કુદરત તહારી અપાર,
ભરમ ભેદનો તું ખરો જાણનાર;

ભલે પાપિઓ સહુ કરે ગુપ્ત કામ,
મગર તે ત્હને થાય જાહિર તમામ.

અજબ છે જગતનો જુઓ આય ખેલ,
બુરાંને ચમનમાં કરાવેછ ગેલ;[5]

---

૧ સાથી. ૨ બાળકો. ૩ લડાઈનુ લખત. ૪ નજદીક, પાસે ૫ લાડ, રમત.

ચહડાવેછ ઉંચેજ પાપી દરખ્ત,[1]
બતાવેછ જાણે ખરૂં નેકબખ્ત;
જગાવી પહેલ્લાં કરીને ગરૂર,[2]
જુએ કતુકી તેહનું જોર પૂર;
બુલંદી ઉપર તે ચહડાવી દરખ્ત,
ફુકાવી પછી તો પવન પૂર–સખ્ત;
ઉખેડી જમિનદોસ્ત પલમાં કરેછ,
જહારે બિજાં ઝાડ મૂળમાં ડરેછ;
ફરી ઊગવાની રહેતી ન આશ,
જુઓ થાય જડમૂળ સાથેજ નાશ.
ભલે ખૂનિઓ રેહ ખુશ એ મિસાલ;
મગર આખરે તો થશે એજ હાલ.
જગત–ખેતમાં જેહવું બીજ એક!
પછી તે બુરૂં હોય યા હોય નેક!
ત્હમે વાવશો તેહનાં ફળ હજાર!
ત્હમારેજ ખાવાંછ હયા ભરબજાર.
જગત છે જુઓ આઇનાનો મ્હેલ!
છુપી એબ જાહિર બતાવેછ સ્હેલ!
ભલે કર તરેહવાર રંગીન લિબાશ!
મગર તુર્ત દેખાડશે શિકલ[3] ખાસ.
ગયો જહાર ઉલટો જુરીનો તબીબ.
બિજા ડાકટરોતો થયા સહુ હબીબ.[4]
કહે સ્મીડ કે "રે સુણો આય વાત!
નથી મેં ગુજારિયો ખરે જૂલમાત!
કહી જાસતી નહિજ ખોલું જબાન!
હતી લાશપર નહિજ ત્હેની નિશાન!

1 દરખત, ઝાડ. 2 મગરૂર. 3 ચેહરો. 4 દોસ્તો.

વરૂધ તેહની તો ગયા સખ્ત ચાર
તબીબ[1] પારસીઓ કરી પુર વિચાર;
કિધી ખાતરી ખાઇને બસ કસમ,
કહ્યું કે ગુજરિયોછ બેશક સિતમ.
ફરામર્જ[2] ડોસાભઈ એક જવાન,
અને સાથ જમશેદ એંટી[3] સુજાન;
વળી કોઇ અરજૂન[4] નામે સિપાઇ,
સહૂએ દિધી સાખશીઓ સવાઇ.
ખુલ્યો ભેદતો આઇનાની મિસાલ,
થયા તુર્ત જાહેર કે બદખિસાલ;[5]
દિઠો કોઇએ નાખતાં નાર એક;
અગાશી–કિનારા ઉપરથીજ છેક.
ફિકા ચેહરાસાથ મેલો પુશાક,
બદન ધ્રૂજતું જોઇ બદિયાન ચાક;[6]
દિઠી બેહુ ખૂની તહેની ચશમ,
કહી એંટિએ વાત ખાઈ કસમ;
વળી બોલિયા કે ભરમ ભેદ સત,
કહે મેકડરમોટ ત્હેને અસત;
વગર ડર કિધું ભાઇ ખાલી જિગર,
વગર હાંસલે બસ ચલાવી જિકર;
કહ્યું એંટિએ કે સહૂ આય બ્યાન,
ઘણાં પાસ કીધુંછ ખોલી જબાન.

---

૧ ડાકટરો ફરામજી હોરાબજી દીવેચા, સોહરાબજી ડોસાભાઇ નાદરશાહ, રૂસતમજી પેસતનજી ભરૂચા, અને અરદેશર હોરમજી ઘાસવાલા.
૨ મી૦ ફરામરોજ ડોસાભાઇ મોટાભાઇ, તે સવદેશી મિલના વીવિંગ માસટર.
૩ મી૦ જમશેદજી સોહરાબજી એંટી, તે મેશરસ કોનરાય અને બરાઉન સોલીસિટરોના મદદનીસ.
૪ અરજુન રામા રેજીસ્ટરાર જેનરલની આફીસનો સિપાઇ.
૫ બુરી ખસલતના.
૬ ફાટેલું.

ઇજતમંદ બારિસ્ટરો ને વકીલ,
કહિછ વાત સહુને વગર કાંઇ ઢીલ;
ઘણાં એટિને રાસ્ત કહેછે મગર,
ખરી વાતતો છે ખુદાને ખબર.

જુરી એમ બેઠી દિવસ ઓગણીસ,
લિધા સાખશી વીસ ને બે પચીસ;

તવારીખમાં રેહશે બેમિસાલ[1],
જુઓ આ જુરીનો અજબ એહવાલ;

નથી કોઇ બનિયોજ હેવો બનાવ,
થયો જેહમાં હોય હાવો જમાવ;

જણાનો અને સાખશી બેશુમાર,
ઘણા રોજની બાઇ જેહમત અપાર;

ઉઠાવી જુરીએ અરે સખ્ત રંજ,
થયું જ્યાહીં દફતર ખરે એક ગંજ

ભલા જ્લેનીએ તો કહ્યા રાસ્ત બોલ,
સહૂ સાખશોનું કરી સાચ તોલ;

કિધી જિક્ર[2] કાબેલિયતની અપાર,
જુરીને દિધો તે પછી અખ્તિઆર;

જુરી રહેઇ એકાંત કીધો વિચાર,
થયો આસરે સોં મિનિટનો શુમાર;

ગુનેહગાર માનૂ ઠર્યો સાંજ—વખ્ત,
જુરી એકમત થઇ સિવા એક ફક્ત;[3]

કહ્યું કે "પિરોજબાઇનું એક ખૂન,
બિજુંતો બચૂબાઇપર મ્હાજબૂન;[4]

---

૧ જેના જેવું બીજું નહી તે. ૨ ટીકા, ગુફતે ગોની, તકરાર.
૩ મી૦ જોસફ કીનલી. ૪ ઘણુંજ ઘાટકી.

ગુજારી સિતમ લૂટવા લાજો નેક,
બિજા સાથ એ છે ગુનેહ્ગાર એક;
જુરી જે બદાથી રહી છે અંજાણ,
અરે આય તલ્લાશને દર્મિયાન."
હતી જૂન તીજી અને બૂધવાર,
જુરીએ અભીપ્રાય આપ્યો તહાર;
ઉભેલાં હતાં લોક જે દશહજાર,
સહૂએ ખુશીનો કિધો મસ પુકાર;
હતી પારસી સાથ સહુ કોઇ જ્ઞાત,
મળી હિન્દુ ક્રિસ્તી મુસલમાન જાત;
બની રાહુપર ગાડિઓની કટાર,
હતી જેહમાં બાંનુઓ બેશુમાર;
ઉભાં સહુ તજી કુલ્લ આરામ એશ,
અશો બેહુનારો ગણી નેક હમેશ;
ઉભું ત્હાં બૅરોનેટનું ખાનદાન,
ઉભાં બાંનુઓ જૈહૂ સાથે જવાન;
ઉભાં લેડી જમશેદજી નામદાર,[1]
ખુજોગી ભરેલાં કુટુમ્બો હજાર;
પુલીસે કિધો માકુને કેદ પાર,
તુરત બ્લેનીનો હુકૂમ મળતાંજ વાર;
હતી બહેશ્તનો શું સહૂનીજ બહેન?
અરે કે ઉભું આવિને લોક-સેન[2]?
કિધી જૈહૂ બ્લેની ઉપર આફરીન,
ભલાં જોઇ કાબેલિયત ને યકીન;
કિધું નેકદિલગી બિકટ આગ કામ,
વધાવ્યો સહૂએ દુઆને કલામ;

---

1 હવેજર ત્રિમાં લેડી જમશેદજી જીજીભાઈ. 2 લોકોનું મોટું ટોળું.

અરે ઓ બશર[1] એમ રહિ બેગરજ !
અદા કર ! જગતમાં ફરજનું કરજ !

## ઇનસાન! ત્હારી ફરજ બજાવ!

### ગ જ લ .

(બજિદ તું સતાવેછ જ્હારે મ્હને.—એ રાહ.)

જનમ લૈ જગતમાં બજાવો ફરજ !
બુરી બસ બદીનાં બની બેગરજ ! ૧

નકામો ન નાદાર જા જ્હાંનથી !
અદા કર સદાનું તહારૂં કરજ ! ૨

જુઓ મ્હેર ને માહ મશગૂલ છે !
વજાડેછ કુદરત ફરજની તરજ[2] ! ૩

કરે કામ સહુતો નિયમસર રહી;
નહી ચૂકતાં ખુદ-સરોદી ખરજ[3] ! ૪

જનાવર ઝહાડો અને સંગબી[4];
ફના થાય, સારી જગતની ગરજ ! ૫

નહી કાંય તું તેમ ચાલે બશર ?
ખુશી થઇ લિયેછે બદીનો મરજ ? ૬

ભલાઈ ભરેલી ભલી ભૈરવી[5]
તજી, ગાયછે કાંય પાપી પરજ[6] ? ૭

સવાબી સકામે સફળ કર સફર !
અરે ! એટલીછે ફિરોજી અરજ. ૮

---

૧ ઇનસાન. ૨ ગાયનના વાજીંતરોની ગત. ૩ હરકોઈ રાગ રાગણીના મંડાણનું પહેલું સુર. ૪ પથ્થરની. ૫ હિન્દુસ્થાની ગાયનની એક રાગણી. ૬ હિન્દુસ્થાની ગાયનની એક રાગણી.

# ભેદભરેલી કપડાંનીબિંદડી.

—o—

## બયત.

કહુંછું હવે હું હકીકત અજબ,
સમાયોછ જહેમાં ભરમનો ગજબ;

જહાંગીર બહેરામજી મર્ઝબાન[1],
કરેછે તહેનું સુણો આય બયાન.

"કહી એક શખ્સે મ્હને આ ખબર,
ન જેથી રહી કાંઇ દિલમાં સબર;

જુઓ બિંદડી એક પોશાક પૂર,
ગિરાને પડેલી રહીછે હજૂર;

મળો મારવાડી ફલાણે મકાન,
પડી બિંદડીછે તહેની દુકાન;

ફલાણા શખસનોજ ફટો લિબાસ,
સમાયોછ તહેમાં કરોની તપાસ;

વળી કાગજી કૈં પુરાવો સખત,
સમાયોછ તહેમાં જુઓ તે લખત;

છુપાયોછ તહેમાં ખુનોનો ભરમ,
ખરે ખોલશો તેજ આ બદકરમ."

ખબર લેઇ આ હું ગયો ફેગી પાસ,
બિજા સહુ મળીને કિધો ખૂબ કૂયાસ;

મળી કાંઇ સલ્લાહ જે દર્મિયાન,
અલગ સહુ રહ્યા દેખવાબી નિશાન;

---

1 જામે જમશેદ પત્ર અને પરેસના માલિક.

કહ્યું કે "દખાલતથી ઉપજશે વહેમ,
ત્હમે એખલા જઇ કરો પૂર નેમ."

પુલિસના[1] વડા પાસ લઇ આ ખબર,
ગયો દોડતો હું બની બેસબર;

કિધી અર્જ તલ્લાશ કરવા તુરત,
નહી થોબવા કાંઇ જોવા મુરત;

મગર તેહમાંતો પડી ખૂબ ઢીલ,
દુખાયાંછ જેથી સહુનાંજ દીલ.

પુગાડી ખબર રહીને છપ્પન કલાક,
ઉમેદી ફુલોની બની હાય! ખાક;

"જુઓ એક સિપાઇઓની રકમ,
ઉચાપત કિધી કોઇએ એકદમ;

પકડવા હમેતો ગયા તેજ ચોર,
જહેમત કિધી રાત દિન ને બપોર;

અસૂરૂં તહેનીજ કરતાં તપાસ,
કહ્યું પ્રઇને કે થયું ભાઇ ખાસ;

પછી બિંદડીની કિધી શોધ સખ્ત,
મળ્યું નહિંજ બંડળ," અર! નકબખ્ત.

બની ભેદની એ નિશાણે કબાર;
ખરી વાતતો છે ખુદાને ખબર.

થયા ગઇ૯નીના સહુ કોઇ ભોગ,
બુરો એહવો બસ થયો આય જોગ;

કિધી કોઇએોથી નહીં કેં નજર,
પહેલ્લેજ તે બિંદડીની ઉપર;

---

1 મુંબઈ પુલીસના કમીશનર કરનલ વિલસન.

થયો બસ નવા વસ્વસાનો વમલ,
ગયો ધૂળમાં જોગનો ખુબ અમલ;
થતે ગર પુલિસથી નહી આય ધીલ,
જતે તક નહી ને દુખાતે ન દીલ;
સહૂ લોકના છે અરે! આ કલામ,
અજબ બિંદડીને હવે છે સલામ.

## ખોઇ તક પાછી આવતી નથી.

**પદ.**

(દોહ ઘડીકા સ્વાસ, કરે મન લાખ બરસકી આસ—એ રાહ.)

તક ખોઇ ખરી, નહિ કોઇ બનાવે—હાથ કદી આવે. ૧
ખોઇ શિકારે શરી શિકારી—નહિજ ફરી ફાવે;
પાવસ[1] પાછળ શું વળશે? જો—ધાન્ય મુરખ વાવે. ૨
ભરતોફાને ખોય સમો તે—સર પટકે નાવે[2];
જાન જવાની ગયલાં પાછાં—કોઇ નહી લાવે. ૩
કાલ ઉપર સોંપીઓ ભાઇ—ના ચુકતો દાવે;
ફ્રેઇદ ફિરોજ અપટને ત્હારે—સેજ નરમ ભાવે. ૪

## મેજિસ્ટ્રેટ આગળ તપાસ.

**બયત.**

પછી કૈક રોજે મુજબ ખુદ—રિવાજ,
દિપે જેથકી આય આદેલ રાજ;

૧ વરસાદ. ૨ નાવ સાથે, વહાણ સાથે.

ઘુનાહની હવે પૂર કરવા તપાસ,
ઉભો માકુને તો કિધો ત્હાર ખાસ;
વડો શહેરનો જેહ મેજિસ્ટરેટ,
ગયા તેહની પાસ ગ્વાહી સમેટ;
ભલુ જેહનું નામ કૂપર સહાબ,
અદલ જેફ઼ ઇનસાફમાં પુરહિસાબ;
દિવસ ત્રણ સુધી સાંભળી પૂર સાર,
વજુદ કેસમાં જોઇને, બાપુકાર
કહ્યું કે થયોછેજ સાબેત કેસ,
જણાવી નહી વ્હેમની એક રેસ;
પછી નોંધિયો કેસ સેશન ઉપર,
અદાલત વડીમાં થવાને જિકર.

---o---

## બેશીઓની હાલત.

---o---

### બ ય ત.

ગજબતો ગુજરિયો અજબ બદકિસમ,
રખે કોઇપર આય પડતો સિતમ;
ગિરોથી ખરચ તો કિધો બેશુમાર,
થયા ધૂળ, રૂપિયા અરે! ચૌદ હજાર;
ભલા અર્દશિર કામદિન આ મિરાસ[૧],
જિરોની કહાડી થયા નાસિપાસ;
થઈ તો ખરી, મસ રકમ આય ધૂળ,
મગર તે ગઈ નેક કામે અમૂલ;

૧ દોલત.

તહોમત બુરાંના થયા દાઘ દૂર,
સતીસાથ હમદિન રહ્યો ઠેક પૂર.
જલી જીવતાં બસ ખમી દર્દ આગ,
મિટાડ્યાછ બદનામના સખ્ત દાઘ;
કુટુમ્બી બિચારાં થયાં પાયમાલ,
ગયા જીવ વ્હાલા વળી નકુદ[1] માલ;
જહેમત અને જર ગુમાવ્યાં નકામ,
દુખી દિલ ઉપર તો ખમ્યા લાખ ડ્હામ;
દિનોદિન થયો કમ ઉમેદી ચરાગ,
વમલની સિહાઈ વધી, જોઇ લાગ;
ગુમાવી ગિરોની વહાલી મિરાસ,[2]
મળ્યો ભેદ નહિ ને થયાં સહુ નિરાસ;
ખુનીના મળ્યા કોઇ નહિ હમશરીક,
ભરમ ભેદમાં તે છુપાયા રફીક.
બહેરે–ગમીમાં[3] ડુબાડી જિગર,
ધરી અશ્ક–મોટી[4] કહાડી ઉપર;
રૂદન સ્હારડીથીજ[5] છેદા કરેછ,
ધરી હાય–દોરો તહેમાં ભરેછ;
રહી એ મિસાલે અરે ! દીન રાત,
કરેછે રડી આ સિતમનીજ વાત.
રડો ના ! રડો ના ! અરે નેકજાદ !
કરો તે અહુરમજદને એક, યાદ !
તહમારાં વહાલાં અરે દીલજાન !
ગયાં તે ફરી આવશે નહિ સુજાન !

---

૧ નગદ, રોકડ. ૨ મિલકત. ૩ ગમીના દરિયામાં.
૪ આંસુઓનાં મોતી, ૫ છેદ પાડવાનું એક હાથયાર તેથીજ

છુટીછે મહોબ્બત ખરે જે અતૂટ !
ન મળશે ફરી! તે ખજાનો અખૂટ !

હજારો ખુનાનાં લાડૂએ સબર !
કદીબી ન ધરશે ત્હમારાં જિગર !

ન બદલો કબૂ વાળશે કાંઇ સ્હેજ !
અગર પાપિઓ પામશે પાપ-ફેજ !

કબૂ નહિજ કારી રૂઝાશે જખમ !
ફના ગર થશે ખૂનિઓની તુખમ !

ન મળશે ફરી તે ગુમાવ્યાં ગવ્હર !
અખુટ ગંજ-કહારૂન[1] પામો અગર !

નહી પૂરશે કોઇબી આય ખોટ !
ન લંકાં સુનેરી, જવાહીર કોટ !

હમારાં દિલોના દિલાસા અપાર !
હમે આપિયેછે બનીને નિસાર ![2]

ત્હમારી ગમીમાં હમારોબિ ભાગ !
ખરેખર સમાયોછ દુખમાં અથાગ !

પુત્રીઓ ત્હમારી હમારીજ બ્હેન !
ત્હમોસમ હમોને નથી કાંઇ ચેન !

ત્હમેતો ખરેછો ગમીમાંજ પૂર !
હમે દલગિરીથી નથી કાંઇ દૂર !

ખમી જખ્મ ખુનખાર જોરાજબર;
હવેતો ધરો બસ ખુદાપર સબર !

કરો ફક્ત ત્હેને નમીને અરજ !
બિજાથી નહી કાંઇ સરશે ગરજ !

---

૧ કહારૂનનો અખુટ ખજાનો. ૨. ફિદા.

# ખેશીઓનો દુખાસુકાર

## મુસ્તજાદ.

(અફસોસ! રૂડા સંગમાં ન ધ્યાન તેં દીધું!—એ રાહ.)

ગુપચુપ ખમી બસ ગુપ્ત ગમના મારથી મરિયેં,
ફરિયાદ ફહાં કરિયેં;
નવધાર આંસૂએ સદા દીદાર[1] તો ભરિયેં,
ફરિયાદ ફહાં કરિયેં. ૧

નાહક હમે નવજૂવાન ખોઈ બે અરે! બેટી,
જે ખાકમાં લેટી;
તેપર વળી દોલત ગુમાવી દીલથી ડરિયેં,
ફરિયાદ ફહાં કરિયેં. ૨

દુખપર હજારો હ્હામ પામી, દર્દથી ભારી,
કરિયેં હમે જારી;[2]
બે જાન સાથે ખોઇ જર ઘેલાં થઈ ફરિયેં,
ફરિયાદ ફહાં કરિયેં. ૩

દિનરાત બેઆરામ[3] રહિયેં જુસ્તજૂ કરતાં,
મુદ્દા વળી ધરતાં;
નુકસાન પામીને હમેજ પોલીસથી ડરિયેં,
ફરિયાદ ફહાં કરિયેં. ૪

ફીરોજના ફીરોજ[4] તેં રાખ્યાં હતાં સુખમાં!
પડિયાં હવે દુખમાં!
તું આપ ત્હારો હાથ! કે આ આફતો તરિયેં!
ફરિયાદ ફહાં કરિયેં. ૫

---

૧ આંખ. ૨ રૂદન. ૩ બેચેન. ૪ હયાં એ શબ્દનો અરથ જુદા શમજવો.

# ગવર્નરને અરજી.

—o—

## બયત.

ઉપરની બિનાનો ખરો દુ:ખકાર,
થયો "કયસરે હિન્દ"માં મસ પુકાર;
સુણી એ હકીકત ઉઠી દીલ આગ,
સહૂ કોમ થઇ ભાઇ દલગિર અથાગ;
ઉલટથી ઉપાડી લિધો દુ:ખભાર,
ખરી દાજથી સહુ થયાં તુર્ત ત્યાર;
ગરિબ ને તવંગર મળી સર્વ સાથ,
ઉચકવા સહૂએ લગાડ્યા સ્વહાથ;[1]
ઉલટથી ઉભા ચાકરો સાથ શેઠ,
ઉપાડી ખુશી થઇ ફરજિયાત વેઠ;
કમીટી બની એક, કરવા જ ખોળ,
ઉમંગી થવાના લિધા પાક કોલ;
છુપી બાતમીનીજ કરવા તપાસ,
પડ્યા બ્હાર કૈં હિમ્મતી મર્દ ખાસ;
ખરચકાજ કીધું ઉભું ફંડ એક,
જહેમાં ભરાઈ રકમ તો અનેક;
હતી જેહવી જેહની તો ગુંજાસ,
ખુશીથી ભરી તેહવી રકમ ખાસ.
અકાબર સહૂ, પંચના નેકજાદ,
નિકળિયા હવે માગવા નેક દાદ;
મળ્યું પારસી સાથ સહુ કોમ-તેજ,[2]
મસલમાન હિન્દૂ અને ઈંગરેજ.

---

૧ પોતાના હાથ. ૨ કોમના નામીચા શખસો.

મળી બાતમી ખૂનની નહિંજ જૂહાર,
કિધો કોમ સહુએ ગજબનો, પુકાર;

લખી એક અરજી ગવર્નર ઉપર,
ખરી દાદ ચ્હાઈ બની બેસબર;

દલીલે હતા જે જિકરમંદ પૂર,
લખાવટ ભલીમાં નહી કૈં કસૂર;

કમીશન હવે નેમવાની અરજ,
ખરા ભેદને બોલાવાની ગરજ;

બતાવી મઆકુલ[1] તહેમાં દીલલ,
લખી આય અરજી જબાને અસીલ;[2]

મળી પારસીસાથ સહુ કો[illegible] [illegible]ત,
થઈ કુલ્લ સામેલ જાતો જમાત;

મહોલ્લે મહોલ્લે બજારે બજાર,
સહીઓ થઈ જૂહાર ચાલીસ હજાર;

રવાને કિધી લાર્ડ હેરિસ ઉપર,[3]
ખરી દાદ ચ્હાઈ ધરી દિલ સબર;

રહી રોજ થોડા ફર્યો આય બાબ,
ગવર્નર તરફથી અરજનો જવાબ.

"બતાવી પુલિસપર પુરો વીસવાસ,
વજન તેહને હાલ આપ્યેંછ ખાસ;

કમીશન તુરત નેમવાનો સવાલ,
કરો સહુ અરજદાર મોકૂફ હાલ;

અદાલત વડીમાં તહેની અસર,
થકી ન્યાયમાતો ઉપજશે કસર;

1 વજનદાર. 2 નરમ. 3 મુંબઈના નામદાર ગવરનર સાહેબ ઉપર.

નિપજશે અદલ ઇનિસાફે ખલલ,
ન સરકારને કાંઇ પડશે સવલ;
ધરી ધીર થોભો પુરો થાય ન્યાય,
પછી લેઇશું કુલ્લ ઘટતા ઉપાય;"
વળી જે દલીલો લખી ચ્હાઇ દાદ,
સહૂ આ જવાબે ગણી બેબિસાદ;
થયાં સર્વ કોઈ અરે! નાસિપાસ,
ફર્યો જ્હાર ઉત્તર અરજદાર પાસ;
રહ્યાં વાટ જોતા ધરી તોય ખંત,
સેશનમાં હવે કેમ આવેછ અંત;
મગર સાખશીને વલણ આય જોઇ,
પ્રથમથી હતાં માનતાં સર્વ કોઇ;
"ગણાશે ન પુર–મસ્તકિમ કેસ ભાઇ,
તલાશી[1] જબાની વિરૂધમાંજ જાઈ;
થશે માકુનો ત્હાં ખરેખર બચાવ,
થશે આખસાંબે ન દીઠો બનાવ;
બ્રિટિષ ન્યાયનો આસરો પામશેજ,
અરે લાભ શકનો વળી જામશેજ."[2]

---

## આરોપીની સેશનમાં તપાસ.

---

### બયત.

હતો જડજ ફેરન જુરી સાથ ખાસ,
સેશનમાં જહેણે ઘુનાહની તપાસ

---

૧ ઘુનાહની તલાશ કરીને સજા કરાવનારા તરફની જબાની.
૨ એકઠો થશે, સાંપણ એકઠા મલવાથી ખુબ મચશે.

કિધી ભાઇ, ચાલ્યો ઘણો આય કેસ,
વધૂ કૈં જણાયું નહી એક રેસ;
લિધી સાખશી ચાલિયો તે છ રોજ,
મગર ભેદનો તો રહ્યો તેજ ઓજ;[1]
પિઁજ્યો રૂ પિઁજાયો ફરી લેઇ તાંત,
અરે ! પણ રહૂયો તે અને તેજ ભ્રાંત;[2]
ગયો કેસતો આય પોલીસ હાથ,
ચલાવ્યો "કસુરપુર રહેમ–દીલ સાથ;"[3]
ખરી જે સજાએ પહોંચાડનાર,
પુલિસ તે બચાવે ઉભી બસ તિયાર.

તબીબો ખરા જે દરદના રકીબ,[4]
અગર થાય તેઓ મરજના હબીબ;[5]
કરે જો ઇલાજે દરદનો બચાવ,
બને જહાંનમાં ત્હાર કેવો બનાવ ?
સુરજ જે પલીદી કરે સાચ દૂર,
અગર તે હુજતથી બની પુરકસૂર;
બચાવે ગલીચી, ધરી એક નેમ,
જુઓ જહાંન ત્હારે રહેશે જ કેમ ?
જુરીના તબીબની જબાનીજ ખૂદ,
તહેનેજ જડૂજે બખશિયું વજૂદ;
ધરી તેહનો પૂર આધાર એક,
બિજા માનિયા નહિ તબીબો અનેક;
દલીલી થયાં ભાષણો બેહુ તર્ફ,
વળી જડ્જના પૂર શકનાજ હર્ફ;

---

૧ બોજો. ૨ ભ્રાંન્તિ, વહેમ, શક. ૩ આ સખુનો નામદાર જડજ ફેરનના છે. ૪ દુશમન. ૫ દોસ્ત.

સહૂ સાંભળીને જુરીએ તહાર,
કિધો ત્હાં અને ત્હાં પરસપર વિચાર;
હતી તેરમી ભાઇ જૂલાઇ જહાર,
અઢાર્સો એકાણું અને સોમવાર.
ઠર્યો ત્હાર કેદી ન તકસીરવાર,
છુટો કેદથી તે ખુશી થઇ અપાર;
સહૂ ધારતાં જે હતાં તેજ અંત,
થયાં સાંભળીને દુખી સહુ અનંત.
મનાયાં નહી ખૂન આ બેહુ જહાર,
મળ્યો કોઇબી નહિ ગુનેહ્ગાર ત્હાર;
મુફતમાંજ ગયલા અરે! જાન જોઇ,
ખરી હાય નાખી રડ્યાં સર્વ કોઇ.
શિશો[1] દીલનો તોડશે જે મકાર,
થશે રે! સુખી કેમ તે નાપેકાર?
પુરજ[2] તે બિલોરી શિશાના હજાર,
તહેનાજ પગ ચીરશે આરપાર;
પડી તેહની રાહમાં[3] બેખબર,[4]
વગર મ્હોતની તેજ કરશે કબર.
હશે આય જેણે કિધું માહપાપ,
તહેને કપાળે ખુનોનોજ છાપ;
રહેશે હમેશાં કયામત તલક,
વિસરશે નહી તે ખલક કે ફલક;
ખુનીને સુળીએ ચ્હડાવો અગર,
ખરે તે દયા છે તહેની ઉપર.

---

૧ બાટલી. ૨ કટકા, ટુકડા. ૩ રસ્તામાં. ૪ બે માલમ.

# કર અને જો! હયાંજ છે.

—o—

## ગજલ.

(ખુદીકી પરસ્તી જો મેરી રહેગી,
તો મસ્તોમેં કબ યાદ મેરી રહેગી. } એ રાહ.)

ભલે છે તહાં બ્હેશ્ત દોજખ મુકામો,
કરો જેહવું તેહવું હયાંજ પામો;
અરે ! પણ પ્રથમ હયાંજ છે બેહુ ઠામો,
કરો જેહવું તેહવું હયાંજ પામો. ૧

અવાજો નથી તેહની લાકડીને,
છુપા માર ખાશો ખુદાસે લડીને;
બુરાંઓ સજા ને ભલાંઓ ઇનામો,
કરો જેહવું તેહવું હયાંજ પામો. ૨

બુરાં જાહિરે જો સજાથી છટકશો,
મગર બાતિને હરદમે સર પટકશો;
અરે પાપિઓ ! શયતાની ગુલામો !
કરો જેહવું તેહવું હયાંજ પામો. ૩

ખુનીને સુળીની સજા છે નલાયક,
અરે ! ફક્ત પલ એકની દુઃખદાયક;
જિવીને જિગરપર ખમો લાખ ફહામો,
કરો જેહવું તેહવું હયાંજ પામો. ૪

અગર દરગુજર જગ કરે ધૂળ નાખી,
અરે ! પણ ખુદાતો જશે કેમ સાંખી ?
રડાવી સદા આપશે ખૂન ફામો,[1]
કરો જેહવું તેહવું હયાંજ પામો. ૫

---

૧ યાદો.

દહેશત[1] દિલે તુજ સદા જ્હાર પડશે,
અરે ! મ્હોત માગી ખરે જ્હાર રડશે;
કહેશે તજી તું અસત તુજ દમામો,
કરો જેહવું તેહવું હ્યાં જ પામો. ૬

સદા તે ખુદા, સહુ દિલોમાં વસેછે,
કહે રાસ્ત ફીરોજ, હરદમ કસેછે;
રહી ત્હાં હમેશાં કહેછે કલામો,
કરો જેહવું તેહવું હ્યાંજ પામો. ૭

—:o:—

# વિલાયતનાં તબીબી અખબારોનાં મત.

## બ ય ત.

અરે ! પણ જુઓ આ ખુદાનોજ ખેલ.
રહી કૈંક મહિના હવે આપમેળ;
હજારો અરે કોસપર ખૂબ દૂર,
દિપે શહેર લંડન અકલમંદ પૂર;
જહાં કૈં ચલાવેછ અખબાર ખાસ,
તબીબો તબીબી બુજાવેછ પ્યાસ;
કરી પૂર તકરાર શોધે ઇલાજ,
જુઓ ! છે જહાં કુલ્લપર સર્ફરાજ;[2]
સહૂકોઇ વાંચે ધરી નેક ધ્યાન,
જગતના હકીમ કુલ્લ આપેછ માન;
ખરાં મત જહેનાં સરસ વઝ્નદાર,
કબૂલેછ દુનિયા કરી એકરાર;

---

૧ ધાસ્તી, બીક, ડર. ૨ સરસ મરતબો પામેલાં.

તહેમાં છપાઈ જુઓ આ જિકર,[1]
ચલાવીછ જે ભાઇ સાચે જિગર;
જુરીના તબીબની ગવ્હાઈ અસર,
ધરી તે ઉપર પુર વિચારી નજર;
તહેના ખયાલો ધરી એકએક,
જવાબે બતાવી દલીલો અનેક;
જુઓ બેહુ[2] અખબાર પુર વજનદાર,
વિરૂધ જઇ લખી સખ્ત લામ્બી કટાર.

વજૂદી વગરની ગવાહી જબાન,
જુઓ કાગજી કોથળીની સમાન;
ઉડી રાસ્ત–પવને અરે ચાર તર્ફ,
હતી જે વગર માલ ખાલીજ સર્ફ.[3]
ઠર્યા રાસ્ત તો પારસી સહુ તબીબ,
ખરી વાત આવી ઉભી બસ કરીબ.[4]

મળ્યું સિડની સ્મીઠને નહિ વજન,
દલિલના થયા ટૂકડા કે દજન;
દિધું જેહની ગ્વાહીને પૂર માન,
ધસ્યો તેજ પાયો પડ્યું તે મકાન.

બહાદૂરજીનું[5] સવાલી લખાણ;
કિધી બેહુ પત્રે તહેની વખાણ.
ઝવેરી ખરાથી પરખ થાઇ સાચ,
રતનની જતન થઇ, થયો દૂર કાચ;

---

૧ તકરારી બાબદ. ૨ જુઓ લંડનની તા૦ ૨૪ મી અકટોબર ૧૮૯૧ નું "બ્રિટિષ મેડિકલ જરનલ," તથા લંડનની તા૦ ૩૧ મી અકટોબર ૧૮૯૧ નું "લેનસેટ". ૩ ફકત. ૪ આગલ, નજદીક. ૫ ડાકટર કેખુશરો નશરવાનજી બહાદુરજી, એમ. ડી., બી. એસ., (લંડન) જેવણે B ની સહીવાલું એક સવાલી ચરચાપત્ર, આ તપાસને દરમિયાન અખબારોમાં છપાવ્યું હતું.

અતરની ખુબી તો કહેશે અતાર,[1]
પરખશે સિપાહ[2] ઢાલ શમ્શિર[3] કટાર[4];

હશે જેહ બાબે પુરો જે સજન,
તહેનું જ મત પામશે પુર-વજન;

તહેમાં કસુર હોય તો તું શિતાબ !
અરે ભાઇ ! દેજે તહારો જવાબ !

અગર બંધ રૂહેશે તહારી જબાન !
નજીવીબી તકરારને દર્મિયાન !

જગત જાણશે કે ખરી જોઇ ભૂલ !
કરેછે તહારી કસુર તું કબૂલ.

---

# ફરીથી ઉભેરલી લોક-લાગણી.

---

## બયત.

નિરાસી ભરેલો દિઠો આય અંત,
નહી તોય લોકે તજી પાક ખંત;

ફરી જામ ગમની કિધી જહાર નોશ,
જિગર-લાગણી બ્હાર નિકળી બજોશ;

વધૂ જેમ હીરો સરાણે[5] ઘસાય,
વધૂ પાલિસે તેજ જ્યાદા જ થાય;

અરે ! જેમ ડાળે કપાયું દરખ્ત,[6]
નવી ડાળ ફોડે કરી જોર સખ્ત;

ફિદા તેમ જ્યાદા થયાં કુલ બશર,[7]
વધી જેમ દિલમાં ગમીની અસર.

---

૧ અતર બનાવનાર, અતારી. ૨ લડવઇયો. ૩ તલવાર.
૪ કટારી, બેહુ બાજુ ધારવાળું એક નાહનું હથીયાર. ૫ હીરા ઘસવા
અથવા પાલીસ કરવાનું એક ચકકર. ૬ ઝાડ. ૭ ઇનસાન.

દિલોજાનથી સહુ થયાં બસ નિસાર,
અશો તે રવાનો ઉપર બેશુમાર;

તરેહ્‌વાર સુખને પહ્‌ડે આફ્રીન,
કરી યાદ બેહૂ અશો માહ્‌જબીન;

પડ્યાં કે દલેરો પલકમાં બહાર,
તનોમન બખશવા નરોસાથ નાર;

કયેખૂશરો કાબરાજી દલેર,
સરોદી[1] ઇલમની ખુબીવંત ન્હેર;

લિધાં સાથ ફરજંદ ચાલાક નેક,
પહેલ્લે જ જલસો કિધો ભાઇ એક;

ખરચબાદ પોણીછસો ને શુમાર,
દિધા રૂપિયા ફંડને અખ્તિયાર;

ઘણાં નેક કામો કિધાં એ મિસાલ,
સદા ઓ કલમકસ ! રહેજે ખુશાલ.

કલબ એક મોટી સૉરોસીસ નામ,
જહેમાં દિપે ફક્ત બાંનું તમામ;

સહૂ કોમની જ઼્હાં જુઓ નાર ખાસ,
વધારેછ સાથે મળી એખલાસ;

ભલી ડાકટર રાઇડર[2] સરનશીન,
જહેની દિપેછે જબાને શિરીન;

સભાસદ તહેનાં ખરે નેકકાર,
બિજાં કાંઇ લેઈ નરો સાથ નાર;

---

1 ગાયનના. 2 ડાકટર મિસ એમા રાઈડર.

બિજો એક જલસો ધરી પુરઉમંગ,
કરી ખાસ જાહિર જિત્યાં નેક જંગ;

ઉભી નાર જરથોશ્તિ ને ઇંગરેજ,
અશોઈ ખરીને દિધો પાક-ફેજ;

સિતમની ગમીમાં થયાં હમશરીક,[1]
ઘણાં ઇંગરેજો બની હમશફીક;[2]

ઉપજને દિધી કાબરાજી મિસાલ,
ફરોહર અશોને કિધાં ખુશખુશાલ.

અઢારેંસો અને બાણુંનું નેક સાલ,
જુઓ જહાર બેહું મુબારક ખુશાલ;

વળી "કયસરે હિન્દ" એ ભેટ એક,
છપાવી સરસ બેહુ તસવીર નેક;

દિધી ભાઇ, રાજી કિધાં સહુ ઘરાક,
નિભાવી ભલી બેહુની યાદ-પાક.

વળી કૈં કલમકસ નિકળિયા શિતાબ,
કહાડી જુઓ આ સિતમની કિતાબ;

થયા ભાઈ પરકોમનાંબી લખાણ,
કિધી જે સહૂએ સતીની વખાણ.

તરેહવાર રીતે અરે! એ સમાન,
બિજાંતો ઘણાંઓ થયાં જાંફિશાન;[3]

સહૂ પાકદામન તહારો પ્રતાપ!
ન માગ્યું કબૂ, તે મળ્યું આપઆપ.

---

1 ભાગિયા, સાથી. 2 મલતિયા. 3 જાનથી કુરબાન, ફિદા.

# પાકદામનની ખૂબી.

—:o:—

## ગીત. (દેશી ઇંગ્રેજી તર્જ.)

(બિરાજિયાંછ હયાં કોણ નેકબખ્ત આજ.—એ રાહ.)

---

ખરેખરો જ છે સાચ સ્હાજ નેકબ્હારનો,
દિપે ફરેશતા મિસાલ આદમી;
દિયેછ આસરો તો અહૂરનાજ[1] પ્યારનો,
ન કોઇ વાતની રહેછ કૈં કમી.
(કોરસ) પાકદામની ખરે—એહુ જહાંનની અરે,
છે હમેશાનીજ નેકનામી;
છે સુખો સહૂ ભલાં—તેહમાં સમાયલાં,
તે સિવાય જિન્દગી નકામી. ૧

રહેછ પાસબાં[2] તેહના ફરેશતા બહૂ,
ખુદાઇ ભેદની કહેછ વાત તે;
હમેશ જે કરેછ દૂર આફતો બલા સહૂ,
બચાવતા રહેછ સખ્ત ઘાત તે.
(કોરસ) પાકદામની ખરે—એહુ જહાંનની અરે,
છે હમેશાનીજ નેકનામી;
છે સુખો સહૂ ભલાં—તેહમાં સમાયલાં.
તે સિવાય જિન્દગી નકામી. ૨

સહૂ ભલા ગુણો પાક તેહમાં સમાય છે,
કરેછ ફર્જ નેક ટેકથી અદા;
ફિરોજ જહાંન જાનથી ફિદા બની રિઝાયછે,
ખુદા ખુશાલ રહેછ જોઇને સદા.

---

૧ ખુદાનાજ. ૨ ચોકી કરનારા.

(કોરસ) પાકદામની ખરે—એહુ જહાંનની અરે,
છે હમેશની જ નેકનામી;
છે સુખો સહૂ ભલાં—તેહમાં સમાયલાં,
તે સિવાય જિન્દગી નકામી. ૩

---

## ગવર્નરપર યાદી.

---

### બયત.

છુટો કેદથી જહાર તે બંદીવાન,
મળી નહિ ખુની બાતમીની નિશાન;
રહ્યો ખૂનનો તે અને તે ભરમ,
નહી કાંય લહુ થાય ઉકળી ગરમ?
નહી કાંય નિકળે અરે સખ્ત હાય?
નહી કાંય દિલ સહુ જલી ખાક થાય?
ફરીથી મળી ફંડના મુખ્તિયાર,
કિધો દૂરઅંદેશ પાછો વિચાર;
લખી એક યાદી જ સરકારપર,
અદલ હાકમીનાજ હકદારપર;
કબૂલાતની દેઇને પાક યાદ,
કરી અર્જ પાછી, ફરી ચ્હાઇ દાદ;
ફર્યો તેહનો ભાઇ હેવો જવાબ,
વગર આતશે ભુંજિયા દિલ-કબાબ.
લખી વાળિયા એહવા તો કલામ,
દિધો દુખઉપર બસ અરે! સખ્ત ડ્હામ.
નમક છે લહેજ્જત જખાંને અજબ;
મગર જખ્મપર, છે અગનનો ગજબ.

નહી તોય છોડી અરજમંદ પૂઠ,
દલેરી બતાવી નહી કાંઇ જૂઠ.
કમીટી મળીને થયા આ ઠરાવ,
ધિરજથી ફરી માંડિયો દાદ-દાવ.
મુસીબત દરદનો ધિરજ છે ઇલાજ,
ફતેહના સુખોનો ખુબીવંત સ્હાજ;
તુફાની પવનનું અજબ છે સુકાન,
સલામત જહાજો પુગાડે મકાન.
કિધી પાક કોશિશ ગણીને ફરજ,
વિલાયેત લખવા હવે તો અરજ;
જશો ભાઇઓ, રાજ-મુનશી ઉપર,
અરે! આપવા આ સિતમની ખબર;
બની જે હકીકત લખી સાફસાફ,
ગુજારી અરજ માગશો ઇનસાફ;
છપાવ્યા વળી રૂપિયા વીસહજાર[1],
ઇનામે બખશવા કહી બાપુકાર;
ખુની ભેદના બાતમી દે તમામ,
તહેનેજ તે આપવાને ઇનામ.

---

## ખુ લા સો.

### બ ય ત.

ખતમ હું કરૂંછું હવે આય બયાન,
વગર અંતના ખંતને દર્મિયાન;

---

૧ રૂપીયા ૧૦,૦૦૦ રાજાબાઇ ટાવર કેસ કમીટીના તથા બાકીના રૂ૧૦,૦૦૦ જામે જમશેદ પત્રમાં ભરાયલા તે મળીને.

થયું હાલ તેંપર નથા રહિ સબર;
થશે શું પછી? તે ખુદાને ખબર.

નથી રાખિંચો કોઇપર વેરભાવ,
નથી મેં કપટથી લિધો નિચ દાવ;

સહૂ લોકની લાગણીનો અવાજ,
સમાવ્યોછ હેમાં ખરાં બ્યાન કાજ;

અસતનો નથી હું થયો તર્ફદાર,
ખરાં સુખ્ન-ફુલનો બનાવ્યોછ હાર;

નસીહત ભલીની કળી પૂર-રંગ,
તરેહૂવાર ગુંથી દિપાવ્યુંછ નંગ;

મિસલ[1] બ્યાનથી ગ્યાન-ખુશબો ભરીછ,
કદરદાનને કાજ જાહિર ધરીછ;

કલમને કસીને ચલાવી શિતાબ,
કિધી મેં પુરી આય અદના કિતાબ;

વખત જોઇ મનમાં કરી ખુબ વિચાર,
અગત જોગ આપ્યોછ બસ ટૂક સાર;

અગર રૂહેઇ ગઇ હોય કૈંબી કસૂર,
નજર તેઉપર નાખજો રૂહેમપૂર.

અરે ઇલ્મ-સાગર! ખરે તું અથાગ!
નથી લાગતો આલિમોનોબી[2] થાગ;

તરસિયાં અરે! જાનવર બેહિસાબ,
કિનારે ધસે પામવા નોશ આબ[3];

પખાલેજ હાથી બુઝાવેછ પ્યાસ,
નહાની ચીંડી શું મહારી ગુંજાસ?

---

૧ ઉપમાં, દ્રષ્ટાંત. ૨ આલમાઓનોબી, કાબેલોનોબી.
૩ પાણી પીવા.

તરસ મેં છિમાવીછ પી બુંદ[1] એક,
ગુજારી શુકર હું ગણું બખ્ત નેક.
નથી કાંઇ મુજમાં જિયાદા શઊર,[2]
બતી છું નહાંની, બિજા માહ[3] ખૂર;
નથી જાણતો કે કસી કલ્મ કેમ?
લખ્યું તે પિતાએ લખાવ્યુંછ તેમ.
ધરી ધ્યાન વાંચી કરે દીલ સાફ,
કરે પાપ ત્હેનાં ખુદાવંદ માફ;
બદીથી ફરે જે સુણી બ્યાન આય,
ફરીથી દુખી તે કદીબી ન થાય;
અશો જે અશોઈ નિભાવે હમેશ,
અહુરમજ્દ ત્હેને ગણે દોસ્ત-ખેશ;[4]
અરે પાપિઓ! કાંય પાપો કરોછ?
વગર મ્હોત ત્હારે અરે! કાં મરોછ?
ઘડી એકની તો બુરી મોંજ કાજ,
સદા કાં દુખી થઇ ગુમાવોછ લાજ?
ઉઠો હાથ જોડો ખુદાવંદ પાસ!
નમો તેહને! નહિ થશો નાસિપાસ;
જબાંપર ધરી પાક દાદાર નામ,
પશેમાન થઇને તજો દુષ્ટ કામ!
ફરીથી કદીબી નં કરવા ગુનાહ,
કરીને કબૂલાત માગો પનાહ[5]!
ખુદા રૂહેમદિલછે[6] કહેછે ફિરોજ;
મુબારક થશે આજનો નેક રોજ.

---

૧ ટીપું. ૨ હુશિયારી, જ્ઞાન. ૩ ચાંદ. ૪ પોતાનો દોસ્ત.
૫ આસરો. ૬ દયાવંત છે.

# રાસ્ત કલામ.

---

## બયત.

ધરી હર્ફ પ્હેલો પછી છોડ ચાર,
ગણી એ મિસાલે ગજલ આ ઉચાર.

---

## ગજલ.

દિલ જાય નાહી ઇનસાફ નહી. } એ રાહ.
કોઈ રંગડી મરજી ક્યા જાણે. }

---

**પા**પે કરતાં ફરતાં નેકી **દા**દાર નમે **મ**નને મારી;
**ન**વબહારે[1] તે **બા**ગે ફુલકે[2] **ઈ** જન્નત પામે **ઓ**ત્તમ પ્યારી. ૧

**મ**રતી બદની **રસ્તા**ખિજમાં[3] **હુ**જતે મારે **મ**ગરૂરીથી;
**બ**ચવા તેથી **ચુ**કતાં ના કૈં **બા**કત રાખી **ઈ**નતેજારી. ૨

**અ**ક્કલથી તું **ર**બને જાણી **દે** ધ્યાન **ભ**લું **સ**ત રાખીને;
**ર**જનેખી[4] જે **ગો**હર લેખી **દ**સ્તે બખશે **રે**હમત યારી. ૩

**જ**મની જાણે **અ**દનાં આલાં **ને**કો બદબી **પી**ખાઇ જશે;
**રો**જે આખર **જ**ગમાં રહેશે **બા**કી મનની **ઈ**રશા ત્હારી. ૪

**સો**ચીલે હક **રા**જી બનશે **બ**સ ફીરોજી **જી**ન્નત પામી;
**કા**યમ થૈને **મ**જબૂતીથી **દી**વાર[5] સદા **ન**મ દાદારી[6]. ૫




---

૧ નવા ખુસ્નુમાં બહારમાં. ૨ બહેસ્તના બાગમાં. ૩ કયામતને દહાડે. ૪ ખુબનેખી. ૫ ભીત. ૬ દાદારની દરગાહની.

# સિતમે મિનાર.

## ગરબી.

સખિ જો પેલી શુભનાર-પ્રભુ ભજવા ચાલી.
જરથોસ્તી જેજેકાર-જગતમાં જાણીતો. } એ રાહ.

[આ ગરબી આખી અથવા કટકે કટકે અનેક રાગ રાગણીમાં ગાઇ શકાશે.]

ધન ધન રે બ્હાદુર નાર-પાવન[1] દામનની;
સત નહિ છોડ્યું જિનહાર[2]-પાક સફા મનની.—ટેક. ૧

કરવાણ કીધો દામનપરથી-સદકે[3] પ્યારો જાન રે;
જોઈ કેવો સિતમ સિધાર્યો-ત્હેનું સમજો બ્યાન. ૨

ભરજવાનીમાં મ્હોત ભયંકર-આયું બસ અચબૂચ રે;
બૂરા સાથ લઈને બાથે-કીધી ગુપચુપ કૂચ. ૩

સત રાખીને પત જાળવિયાં-રૂડાં રાખ્યાં નામ રે;
દાઘવગરની દામન લેઈ-પ્હોંતાં બ્હેશ્ત મુકામ. ૪

સરસ હિન્દમાં સહુથી સુંદર-મોટું મુંબઇ શ્હેર રે;
ફરતી જ્હેની આસપાસ છે-રતનાગરની લ્હેર. ૫

કોટ દૂધના ગોટ સરીખો-જ્હેનો છે ગુણવંત રે;
જ્હેની ઝગમગ રચના જોતાં-આવે નહિ કૈં અંત. ૬

ત્હાંજ નવે મોદીખાંને તો-સુણો કબીલો એક રે;
ગોદરેજ અટકે વસતો'તો-રૂડી રાખી ટેક. ૭

---

૧ પવિત્ર, પાક. ૨ કદીબી. ૩ ફિદા.

તે ઘરની બે બાનું જ્હેનું—સરસ નિખાલસ નૂર રે;
વીસ વરસની બચૂબાઇ—પીરોજા સોલે પૂર. ૮

નેક નણંદ પિરોજબાઇને—બચૂબાઇ ભોજાઇ રે;
બેહુ વળી પિત્રાઇબ્હેન જે—સહુને નેણ સમાઇ. ૯

સંપે સાથે વસે હસે ને—એક બિજાંને ચાહ્ય રે;
બ્હેન સમાની જોડ બનીને—હલીમળી હરખાય. ૧૦

હોંશ થઈ જોવા મીનારો—રાજાબાઈ નામ રે;
તન વાગે દિવસે તે જોવા—છોડ્યું પ્યારૂં ઠામ. ૧૧

શ્હેનશાહિ ખોર્શેદ રોજ ને—માહ અર્દવીસૂર રે;
યજ્દેજર્દી સને બારસો—સ્હાઠ હતો ભરપૂર. ૧૨

પચ્ચિસમી એપ્રેલ જુઓની—વાર હતો સનવાર રે;
ઇસવી અઢારસો એકાણું—તે દહાડે ગઇ બ્હાર. ૧૩

બે આના બખશિશના આપી—ખુશી કિધો દરબાંન[1] રે;
શું જાણે કે સ્હેજ વખતમાં?—જાશે પ્યારા જાંન. ૧૪

ઉપ્પર જઇને રચના જોઈ—રાજી થયાં અપાર રે;
જે વખતે ત્હાં ઉભાં હતાં—જરથોશ્તી બાળક ચાર. ૧૫

પણ બદદ્યાનતથી પાછળ તો—હતો કોઇ ચણ્ડાળ રે;
જે તક જોઈ પાછળ લાગો—માંડી કપટી જાળ. ૧૬

ખ્યાલી મ્હારી કલમ કરેછે—ગુપ્ત મુસીબત બ્યાંન રે;
દિલમાં ખતરો[2] રખે રાખતાં—સમજો રાખી ધ્યાંન. ૧૭

નીચેને મજલે જે વખતે—ઉતરી રચના જોઇ રે;
બસ બદજાતો તેઓ ઉપ્પર-ઉલટી પડિયા કોઇ. ૧૮

---

૧ દરવાજાનો રખેવાલ. ૨ શક, વહેમ.

નવરૂં જોઈ તજવિજ કીધી—લુટવા૦ રૂડી લાજ રે;
જિવપર આવી બેહુ લડી, ઓ દામન ! ત્હારે કાજ. ૧૯

સંકટ સાંતક સ્હેજ સમયમાં—કેવું થયું અજાણ રે;
મોળે દિવસે ભર વસ્તીમાં—લૂટાયા બે માણ. ૨૦

સિતમ ગુજરિયા અગણિત બાઈ—ફાટા નેક લિબાશ[1] રે;
દેખાડ્યો ખૂનિઓએ તો—હેવાન્યતનો ખ્વાસ. ૨૧

એક તરફ બે ન્હાની નાજુક—ભોલી ભાલી નાર રે;
સામી તરફ ઉભા તેથી તો—બમણા રે ! બદકાર. ૨૨

પડિયા નખના જખમો ખૂની—વિખરાયાં શિર-બાલ[2] રે;
ઉળટી પડિયા મ્હાપાપીઓ—વનમાં વરૂં મિસાલ. ૨૩

જીવ ઉપર બેહૂ આવીને—હિમ્મત તો નહિ ખોઇ રે;
નારી થઇને નહિ બીધી બસ—હાવી આફત જોઇ. ૨૪

ન્હાઠાં ત્હાંથી આયાં ઉપર—દેખઇતાં રડમેસ રે;
કપડાંની તો હાલહવાલી—છુટ્ટાં લટકે કેશ. ૨૫

થરથર ધ્રુજતી બહુજ લથડતી—લેઇ લોચનો[3] લાલ રે;
આવી બેહૂ તેજ તબક્કે[4]—ફરી દિઠાં તે બાળ. ૨૬

જોઇ પારસી બાળક પાછાં—ધરી દીલમાં ચેન રે;
બોલી એકજણી બીજીને-"હયાં આવો" મુજ બ્હેન. ૨૭

પણ પાછલ ઝટ ઉપ્પર આયો—પાછો તે બદકાર રે;
જોઈ જહેને "મરે મરેરે"—કહી કિધો પોકાર. ૨૮

ત્હાંથી તુરત અગાશી ઉપ્પર—ગયાં બેહુજન બ્હાર રે;
ત્હાંબી તેઓ પાછલ લાગો—તેજ અરે ! બદકાર. ૨૯

---

૧ પોશાક. ૨ માંથાંનાં બાલો. ૩ આંખો. ૪ મજલે, માળપર.

જ્હારે બચવાનો નહિ બાકી–કૈંબી રહ્યો ઇલાજ રે;
રાજી થઇને જાન દિધા,પણ–ખોઇ નહી નિજલાજ.[1] ૩૦

મનમાં ધારી યાદ કરીને–તે પરવરદેગાર રે;
સાચાં દિલની બેહુ સતીએ–કીધો દુખપોકાર. ૩૧

"ઓ! દાદાર! હમારા હ્યાંતો–છેઓ શાહિદ[2] આપ રે;"
"આ વખતે જો જિવપર કરિયે–ગણતા ના કૈં પાપ."૩૨

"જગમાં જિવતર ફોકટ છે જો–રૂહે નહિ દામન પાક રે;"
"કેમ કરી મ્હોડું દેખાડે–જાએ જ્યાહેનું નાક." ૩૩

"અબળા કાજે તુજ હુકમોમાં–જેછે સહુથી નેક રે;"
"તે છે જાળવણી દામનની–બેહુ જગતની ટેક.[3]" ૩૪

"ભરજવાનીમાં ભરી ઉમેદે–આવિયેછ તુજ પાસ રે;"
"કોઇ નહી જ્હાં કબૂ અમોને–દેશે આવો ત્રાસ." ૩૫

એમ વમાસી[4] બચૂબાઇએ–દિધું નખાવી અંગ રે;
હાથ ચોળતા રહ્યા બુરાઓ–જીતી નારી જંગ. ૩૬

ગફ્લઇ ગયલી પિરોજૂબાઇને–હવે જીવતી જોઇ રે;
ફેંકી દૈ નાઠો પાપી કે–વાત ન જાણે કોઇ. ૩૭

કોણ હતો આ કારમુખો તે–થયું નથી પુરવાર રે;
આપોઆપ જણાશે પાપી–ઘડો ફૂટશે ત્હાર. ૩૮

બેહુ પડી મીનારાપરથી–રસ્તાઉપ્પર લાશ રે;
નીચે બસ ધરતી ધીકે ને–માંથે તો આકાશ. ૩૯

ધરધર કરતી ચાર તરફતો–ચાલી લહુની ન્હેર રે;
ધકધકતી ધરતીપર ચાલી–ઠંડી દરિયા લ્હેર. ૪૦

---

૧ પોતાંની લાજ. ૨ સાખશી. ૩ આબરૂ. ૪ મનમાં વિચારીને.

જાંન ગયા પણ નહી ફ્રેશ્તઇ-ગયું ચમકતું નૂર રે;
જ્યાદા તેજ ઝલકવા લાગું-ખુબસુરતીમાં પૂર. ૪૧

જિવતાં જેઓએ જાળવિયાં-નેક મ્હેલાજે અંગ રે;
તેની લાશ પડી બસ કેવા?-જુવો જગતના ઢંગ! ૪૨

શોર થયો ઝટ સારે શ્હેરે-ચાર તરફ પોકાર રે;
કે મીનારેથો બે ટૂટી-પડી પારસી નાર. ૪૩

દાડાદોડી શોધ ખોળનો-નહિ લાગો કૈં ડાગ રે;
જાણે હોય સહુના ઘરમાં-લાગી જબરી આગ. ૪૪

મોટું ન્હાનું કોઇ નહી બસ-બેઠું રાખી જંપ રે;
જાણે મુંબઇ કરતો હોય-ગરક બસ ધરતીકંપ. ૪૫

મ્હોલ્લે મ્હોલ્લે ગલી ગલીએ-ફર્યા નસેસાલાર રે;
પાયદસ્ત કરતાંબી જબરો-કીધો શોર પુકાર. ૪૬

ફોજ મળી પોલિસની તુરતજ-બની દોડ ને ધામ રે;
આયો સુપરિન્ટેનડંટ ઝટ-મેકડરમોટ નામ. ૪૭

શકપરથી જન એક ધરાયો-ખેંચાયાં સહુ ધ્યાંન રે;
માણકજી અસલાજી નામે-એક પારસી જૂવાંન. ૪૮

મેલુ ઘેલું પાટલૂનને-ડગલો હાલહવાલ રે;
ફાટેલાં બદિયાન વિષે કેં-પુછિયા તુરત સવાલ. ૪૯

મોકળિયો ત્હેને ચોકીપર-કેદ કિધો તતકાળ રે;
છૂપી પોલિસ સાથ મળીને-માંડી તજવિજ જાળ. ૫૦

કરનલ વિલ્સન દોડી આયો-સાથ મદદનિસ જેલ રે;
ખૂનીનો પત્તો મેળવવા-વાત ગણી બહુ સ્હેલ. ૫૧

કોઇ કહે કે "આજ રાતમાં—ધરશે ખુની તમામ રે;"
કોઇ કહે કે "પકડઇ ચૂકો—એમ કહી ફૂહે નામ." ૫૨

લોક હજારો ટૂટી પડિયાં—શું નર કે શું નાર રે;
જોઈને સહુ રડવા લાગાં—આંસૂએ નવધાર. ૫૩

જાત અને પરજાતો આવું—જોઈ કામ જબૂન રે;
કોઇ થયાં બેહોશ, કોઇને—ચ્હડિયું આંખે ખૂન. ૫૪

કઠણ છાતિનાં કળકળિયાંને—રડિયા ક્રૂર કસાઇ રે;
શયતાનેબી તમ્મર ખાધી—પડિયો પગ ફસડાઇ. ૫૫

ખૂનીઓ જો ત્હાંજ હતે તો—લેતે તુરતજ જાન રે;
અજબ સિતમ આ અચબુચ જોઈ-સહુ બનિયાં બેધ્યાન. ૫૬

થાળી પીટી સારે શ્હેરે—છોડ્યા તુરકસવાર રે;
ચારો તરફ ચલાવી ચરચા—પોલીસે ઝટવાર. ૫૭

તોય નહી ખેશીઓ જડિયાં—પડી શોધતાં ત્હાંજ રે;
ખોલી દરવાજા, લાશોને—મેળી અંદર ત્હાંજ. ૫૮

ખાણાં પીણાં બંધ થયાં ને—સહુ બનિયાં રડમેસ રે;
લગન સગન પર વઘનો વીતાં—થયો ગમીનો વેસ. ૫૯

ઉંધાં વળિયાં ભર્યાં તપીલાં—નહી થયા ચેરાગ રે,
ગાયન જલસા બંધ કિધા, નહિ—થયા રંગ કે રાગ. ૬૦

તાબરતોબ હવે લાશોની—કરવા પૂર તપાસ રે;
મેક્ડરમોટે અરજ કિધી ત્હાં—તબીબ આગળ ખાશ. ૬૧

ડાક્ટર ફરાંમજી દીવેચા—સાથે નાદરશાહ[1] રે;
જેઓએ બહુ ધ્યાન ધરીને—દીઠા નખના ઘાહ. ૬૨

---

૧—૪૨ માં પાંનાંપી કુટ નોટ જુઓ.

જોઇ નિશાનો જાસ્તીની સહુ-હાલત હાલહવાલ રે;
ફુલ્લે વિગતો સાથ લખીને-આપ્યો ત્હાં હેવાલ. ૬૩

કારોનર ખ્લેનીએ ત્હારે-રાત પડેલી જોઇ રે;
કીધો ખાસ હુકમ બેશીઓ-નહિ મળિયાં જો કોઇ.૬૪

લેઇ જવા કામાટીપોરે-ઠામ જુરીને ખાસ રે;
બેહૂ લાશ ઉઠાવી ત્હાંથી-કરવા કાલ તપાસ. ૬૫

આવી લાગો એવામાં ત્હાં-ફરતો ફરતો સ્હેજ રે;
જૂવાન ધણી જે બચૂબાઇનો-અરદેસર ગોદ્રેજ. ૬૬

ધકધકતી છાતીએ ધુજતો-પ્હોંચ્યો તુરત મકાન રે;
દોડી આયાં ડોસીબાઇ-ખોઇ શુધબુધ શાણ. ૬૭

શોર રૂદનથી હવે ગાજિયો-રાજાબાઇ મિનાર રે;
જ્હાં હરદમ સુમસામ હતું ત્હાં-થયો ગજબ પોકાર.૬૮

કોરોનરના હવે હુકમસર-લેઈ ચાલ્યા લાસ રે;
અરધે રસ્તે કામદીન ઝટ-રૂકો લાયા ખાસ. ૬૯

નામ જેહનું અરદેશર છે-કામદીન મશહૂર રે;
સોરાબજી ના દિકરા શાણા-સદગુણમાં ભરપૂર. ૭૦

ગરથ ગાંઠનો ખરચી જેણે-ફૂહાડ્યા ત્હોમત દાધ રે;
આવો મામો નેક હતો એ-બ્હેરતનનાં શુભ ભાગ.૭૧

રાતે તો દસ વાગે પ્હોંચી-ઘરમાં બેહૂ ગેહાન રે;
જે જિવતાંજ ગયાં તે મૂવાં-આયાં લોહિલુહાન. ૭૨

જે ઘરમાં રામશાની હસતી-ત્હાંતો થયો પુકાર રે;
છાતી ફાડે એવાં રૂદને-સર્વ રડે નવધાર. ૭૩

આદરબાઈની તો બેટી-બચૂબાઇ બસ એક રે;
મૂળ બિચારી વિધવાની થઇ-આશ ખરેખર નેક.૭૪

એક પુરીને જોઈ મુએલી--કેમ ધરે બસ ધીર રે ?
સપના સમ સુખ સહૂ ગયું ને--લાગો ગમનો તીર.૭૫

પોલીસે તો હવે સાખશી--સહુને પૂછી વાત રે;
છોડ્યો માકૂને તન વાગે--તેજ પાછળી રાત. ૭૬

મેકૂડરમોટે પ્હેલ્લે ખુન આ--મન માન્યું નથાન રે;
આપઘાત ને પાછળ દોડ્યું--અકસમાતપર ધ્યાન. ૭૭

સ્હેજ સમયમાં ફરવા લાગો--આય ભોગનો જોગ રે;
કમભાયગથી બૂરા ગ્રહનો--ન્હેસ્ત થયો સંજોગ. ૭૮

છોડી દીધી ખૂનીઓની--કરવા હવે તલાશ રે;
મેકૂડરમોટે બસ નિજમતપર--રાખ્યો પુર વિશ્વાસ. ૭૯

કીધી તાકિદ તે સહુજનને--હાજર રૂહેવા ત્યાર રે;
બીજે દ્હાડે સરકારેથી--જૂરી ભરાય ત્હાર. ૮૦

બામદાદથી સારી મુંબઇ--હલીમળી ચોમેર રે;
એજ વાત રસ્તે સેરીએ--ચાલી ઘેરોઘેર. ૮૧

મોદીખાને ઘર આગળ સહુ--ઊભાં લોક ચિકાર રે;
પરકોમોબી ગમગિન થઇને--બનિયાં ઇન્તેજાર. ૮૨

કારોનર ઠામસ બ્લેની જે--શાણો રેહમવંત રે;
તેણે જુરી ભરી લાશોપર--રાખી રૂડી ખંત. ૮૩

જરપોશ્તી નહિ લિધો એકબી--ત્હેમાં તજવિજ કાજ રે;
પરકોમોના રાહ્દારીને--કીધા જૂરર આજ. ૮૪

કોરોનરનો ડાક્ટર જહેનું--સિડની સ્મિઠ છે નામ રે;
તેણે તજવિજ કરવા ચોરી--લાશો બેહુ તમામ. ૮૫

પડિયાં તનપર લાખ ચૂથણાં--કટકા થયા અપાર રે;
ફ્રુકટ એક દામનને કાજે--જખમો થયા હજાર. ૮૬

લીધી તુરત જબાની થોડી--જુરી મુલતવા રૂહેઇ રે;
બ્લેનીએ નવ દિવસ પછી તે--પાછી મળવા ફૂહેઇ.૮૭

સોંપી લાશો બેશીઓને--જોવા ગયા મિનાર રે;
જોઇ જગાઓ અને અગાશી--જહાંથી થઇ તે ઠાર.૮૮

ત્હાર પછી તન સાફ કરીને--સચકી મેળી લાશ રે;
પાક કલામો વીશ કલાકે--જુઓ ભણાયા પાસ. ૮૯

ચાર કલાકે ચાર તરફથી--આયાં સહુ ગમખાર રે;
શિજદા કીધો રડી રડીને--નમી અરે ! સચકાર.૯૦

છાતી ફાડે એવાં રૂદને--રડે બેહુની માય રે;
ભાઇ બ્હેન ખાવિંદ બાપનો--ગમ ન સમાયો જાય.૯૧

માહતમીમાં મિજલસમાંતો--ગરક થયાં સહુ કોઇ રે;
રાહૂદારીબી રડવા લાગાં--ગ્હોનો બેહૂ જોઇ. ૯૨

સાથે વસિયાં સાથ ઉછરિયાં--સાથે લડિયાં બાથ રે;
સાથે પડિયાં સાથે મૂવાં--અંતે ચાલ્યાં સાથ. ૯૩

જિન્નત[1] કે દોજખમાં જાશે--ચાલ્યું કોઇ રવાન રે;
કૂચ વખત જેવું ફૂહેવાએ--તેવું સમજ મકાન. ૯૪

જૂહેનાં મરવાથી લાખોનાં--દિલથી નિકળી હાય રે;
કાંય નહી? તે બ્હેશ્ત મુકામે--સીધાં દાખલ થાય. ૯૫

---

૧ બહેશ્ત.

લાખ ખુનીના જાનઉપર જો-સખ્ત ચલાવો લૂટ રે;
તોય કબૂ આ બેહુ.સતીની-નહી પુરાશે ખૂટ. ૯૬

બીજે વખતે જૂરી° પાછી-બેઠી કરવા ખોળ રે;
સરખી નજરો રાખી કીધું-સાચ અસતનું તોલ. ૯૭

અગણિત લીધા ગવાહી, સમજી-બેહુ તરફથી વાત રે;
ખંત ધરી ઓગણીસ બેઠક-બેઠી દિનને રાત. ૯૮

પોલિસ લાવી અકસમાત કે-આપઘાતનો ખ્યાલ રે;
લોક સહૂ તો ખૂન ગણીને-બનિયાં બહુ બેહાલ.૯૯

બેશીઓએ કીધો ક્રેગી-વકીલ બહુ હુશિયાર રે;
નેકપસીનાના પૈસા ને-તનથી થયાં ખુઆર. ૧૦૦

એકતરફ પોલિસ ને બીજી-બાજૂ રૈયત, બેશ[1] રે;
એક બિજાંની તકરારોની-ચાલી ખુબ જુમ્બેસ.[2]૧૦૧

બેહુ તરફથી જુવો સાખશી-આયા બેશૂમાર રે;
જ્હેની કુલ્લ હકીકત કૂહેતાં-આવે નહિ કૈં પાર. ૧૦૨

અગત જોગ જે પડી જબાંની-કહુંછ ત્હેનો સાર રે;
જેથી કૈં અજવાળું પડિયું-ભેદ ભરમને દ્વાર. ૧૦૩

કપટ વગરનાં કોમળ મુખથી-બ્યાન થયું નિર્દોષ રે;
સુઘડ જબાંની સુણી જબાની-આયો અચબુચ જોશ.૧૦૪

શાપુરજી ઇજનેર પિદરની-બૂચી નવાજબાઇ રે;
ઉમ્મર તો અગિયાર વરસની-અજબ દિઠી ચતુરાઇ.૧૦૫

બાળકવય પણ તેજ બુદ્ધિને-ચોક્કસ ચાતુર ધ્યાન રે;
સત હિમ્મત જેણીની જોઈ-સર્વ થયાં કુરબાન. ૧૦૬

---

૧ સગાં. ૨ ઝપાઝપી.

ખુદ તેણીનાં મ્હોડાંની આ–સુણો હકીકત બ્હેન રે;
ભર દરબારે ધીર ધરી જે–નહી બની બેચેન. ૧૦૭

સિતમ વખત જે હતાં પારસા–બાળક ચંચલ ચાર રે;
જેઓ આગળ જઇ ઊભાં તે–થઇને બહુ લાચાર. ૧૦૮

તે ચારોમાં આ બૂચીએ–ખેંચ્યાં સહુનાં ધ્યાન રે;
તેણીનાં મુખથી આ વર્ણન–સમજો ચતુરસુજાન. ૧૦૯

"જ્હાર સુણો મીનારા ઉપ્પર–હતાં હમે જન ચાર રે;"
"બેહુ બાઇને સાચ હમોએ–જોઇ આવતાં વાર." ૧૧૦

"તેઓ પાછળ ધસિયો આયો–બેશક બેગૂમાન રે;"
"તે વખતેજ અગાશી ઉપ્પર–એક પારસી જવાન." ૧૧૧

"જહાર બાઇઓ પાછી ઉતરી–તેબી ગયો પછાટ રે;"
"પાછી આવી થોડે વખતે–દેખઇ બહુજ ઉચાટ.[1]" ૧૧૨

"વિખરઇ ગયલાં બાલો ખુલ્લાં–ફાટેલો લેબાશ રે;"
"સાડી છુટ્ટી, સોડ મળે નહિ–હાંફે લેતાં સ્વાસ." ૧૧૩

"ગફ્લઇ ગયલા ચ્હેરા ફિક્કા–રડમસ રાતાં નેણ રે;"
"થરથર ધ્રુજતાં આયાં ઉપ્પર–દેખઇતાં બેચેન." ૧૧૪

"હમને જોઇ તહારે એકે–કહ્યું બિજીને ખાસ રે;"
"છે હ્યાં તો પારસી છોકરાં–આવો તેઓ પાસ." ૧૧૫

"એમ કહી હમ આગળ આયાં–પામ્યાં ધીરજ સ્હેજ રે;"
"તુરતજ તેવો ઉપર આયો–ફરી પારસી તેજ." ૧૧૬

"જ્હેને જોઈ "મરે મરે રે"–બોલી ભોલી નાર રે;"
"એમ કહીને ગેઈ બેહુ–અગાશી ઉપ્પર બ્હાર" ૧૧૭

---

૧ ગભરાયલી.

"ત્હેવો તેબી પાછલ લાગો–નહિ જાણ્યું શા કાજ રે;"
"સ્હાડા તનના ઘંટાનો' ઝટ–ત્હારે થયો અવાજ." ૧૧૮

"સ્હેજ વખતમાં તેજ પારસી–ગયો ઝડપની સાથ રે;"
"હમ પાસે થઇ છુટ્ટે ડગલે–ધરી પાઘડી હાથ." ૧૧૯

"ત્હાર પછી તો હેઠળ આયાં–હમે સહૂજન ચાર રે;"
"રસતાપર લાશો પીછાણી–ઝટ જોતાંને વાર." ૧૨૦

"જોઈ આ દખાવ, બ્હીકથી–પ્હોતાં ઘેર શિતાબ રે;"
"બોલી બૂચી ન્વાજૂબાઈ–કે જઇ કીધો ખાબ." ૧૨૧

અગણિત જનમાં નજર ચલાવી–જોઈ હાર કટાર રે;
બોળી ફૂહાડ્યો બસ માકૂને–તુરતજ જોતાં વાર. ૧૨૨

બાળક નહિ એ હતા ફરેશ્તા–મોકળિયા આ ઠામ રે;
જેઓથી લોકો બોલ્યાં કે–ધોવાયું બદનામ. ૧૨૩

રડતી પડતી બહુજ લથડતી–આવી બેહૂ માત રે;
સોગ જોગના ભોગે ઉચરી–જાહિરમાં સત વાત. ૧૨૪

નેક ખસ્લતી બચૂબાઇનો–અરદેશર ભરથાર રે;
ત્હેને પુછિયાં અજબ સવાલો–લાગા બહુ દુખકાર.૧૨૫

ફરામરોજ મોટાભૉઇએ તો–કહી કસમપર વાત રે;
"એક પડી, બીજીનો કરતાં–દિઠો જીવનો ઘાત."૧૨૬

તેજ મિસાલે અરજુન રામા–નામે એક સિપાઇ રે;
સાથે અબદુલ કાદર બોલ્યો–એકજ મતલબ બાઇ.૧૨૭

એ ત્રણ-જણ તો મલતું બોલ્યા–એક બિજાની સાથ રે;
કે દીઠા બસ હમે સહૂએ–નાંખી દેતા હાથ. ૧૨૮

નાદરસાહ, ભરૂચા,દિવેચા-ઘાસવાલા એ આર[1] રે;
ડાકટર મુંબઇના જાણીતા-બોલ્યા એકજ સાર. ૧૨૯

કે "બેહૂપર જાસ્તી કાજે-જુલમ ગુજરિયો ભાઇ રે;"
"ફ્રાવ્યા જો કે નથી કોઇપર-બદમાશો પછડાઇ."૧૩૦

દીઠા નખના દાઘો પુશ્કલ-ફાટેલો લેબાશ રે;
જેઓએ તો તપાસ તનની-કિધી હતી ઝટ ખાસ.૧૩૧

સિડની સ્મીઠે એથી ઉલટો-આપ્યો આપ વિચાર રે;
અકસમાત આ થયોછ એમજ-બોલ્યો બાપોકાર. ૧૩૨

જમશેદજી સોરાબજી એંટી-બોલ્યા વાણી ખાસ રે;
જેવાણના નિચલા સુખનોપર-કરજો મનથી ક્યાસ.૧૩૩

"હોનારતને થોડે વખતે-સ્હેજ લાશથી દૂર રે;"
"હું બાજૂપર ઉભો હતો ત્હાં-ગમમાં થઇ ચકચૂર." ૧૩૪

"મેકૂડરમોટ ખરે ત્હાં તુરતજ-ધરી માકુનો હાથ રે;"
"લાયો મ્હારી પાસ ત્હાર આ-વાત થઈ મુજ સાથ."૧૩૫

"ખરડઇ ગયલું પાટલૂનને-રંગ આંખનો લાલ રે;"
"ફાટેલાં બદિયાન વિષે મેં-પુછિયા કૈંક સવાલ." ૧૩૬

"મેકડરમોટની હાજરનાજર-બોલ્યો કેદી ત્હાર રે;"
"કે ટાવરમાં બોજા સાથે-લડતાં દીઠી નાર." ૧૩૭

"આય બેહુ તે બાઇ પડી છે-જ્હેની મદદ સકાજ રે;"
"વ્હેમ ભરેલો હાલ મહારો-બેશક થયોછ આજ."૧૩૮

મેકડરમોટે એંટીના આ-સુખન સમજતાં વાર રે;
જૂરી આગળ એથી જૂદું-બોલ્યો બાપોકાર. ૧૩૯

---

૧-૮૭ માં પાંનાની ફુટનોટ જુઓ.

"એટીને મેં દિઠા નથી ને-નથી ખરી આ વાત રે;"
"જેમાં સત એકબી શુખનના-નથી જાત કે ભાત."૧૪૦

ત્હોમતદારે નેક મનશાની-ના ઝટ કસમો ખાઇ રે;
પોતાને બેધુનાહ જણાવી-દાદ ખરી બસ ચ્હાઇ.૧૪૧

અગણાત બીજા લેઇ સાખશી-ખતમ થયો આ કેસ રે;
જેઓથી અજવાળું પડિયું-નહી એકબી રેસ. ૧૪૨

બ્લેનીએ સાખશી સહૂનું-કીધું સાચું બયાનરે;
કાબેલ્યતના સુખનોપર-જૂરીએ આપ્યું ધ્યાન. ૧૪૩

ત્હાર પછી મસલત કરવાને જૂરી થઇ એકાંત રે;
માહ્યોમાહ્ય કિધી મસલત તો-મગજો રાખી શાંત.૧૪૪

એક વગર સહુ મતે ઠરાવ્યો-માફૂ ધૂનેહ્ગાર રે;
બેહુ જાણીનાં મ્હોત સબબ-કૂહેવાયો તકસિરવાર. ૧૪૫

જૂરીનું મત સાંભળવાને-શું નર કે શું નારરે;
કીડી માફ્ક કકડી ચાલ્યાં-લોકો બાર હજાર. ૧૪૬

હાર કટારે ગાડી ઊભી-રાત વખતબી આજ રે;
લેડી જમશેદ્જી[1] પણ આયાં-રાખી રૂડી દાજ.૧૪૭

શું આ બેહૂ પાક બાનુંઓ-હતી સહૂની બ્હેન રે!
કે ગમગીન ચહેરે આવી-ઊભું મોટું સેન! ૧૪૮

બ્લેનીના મુખથી સાંભળતાં-જૂરીનો અભિપ્રાય રે;
સહુ દિલમાં આરામ ખરો તો- નહી સમાયો જાય.૧૪૯

તાળીઓની થાઇ ગરજના-દીધું લોકે માન રે;
રૂડા આશિરવાદો આપી-સર્વ થયાં કુરબાન. ૧૫૦

---

૧ ત્રીજાં દોવેજર લેડી જમશેદજી.

ધન ધન બ્લેની ધન ઇનસાફી-ધન તુજ હિમ્મત સાચ રે;
તેજી હીરો પરખઇ આચો-ઝાંખા ૦પડિયા કાચ. ૧૫૧

આદિલ ત્હારો અમલ પુરાણો-રાખે સહુપર મ્હેર રે;
આદિલ રાજે અદલ બિરાજે-જાણે સારૂ શ્હેર. ૧૫૨

જુગજુગ જીવો એ જાલેજર-વધજો ત્હારૂં નામ રે;
આ જગમાં નેકીનાં કરવા-વધતાં ત્હારાં કામ. ૧૫૩

લોક કહેતે બેશક રબની-મરજી જાણો નેક રે;
થાય અસત નહિ, કબૂ વિરૂધ જો-હોય હજારે એક.૧૫૪

કેદ કિધો બંદીખાનાંમાં-માકૂને તતકાળ રે;
ખુનનો મુદ્દો જોઇ હરખિયાં-શું બુઢ્ઢાં શું બાળ.૧૫૫

થોડા દ્હાડા રહિને ઊભો-કીધો કૂપર પાસરે;
માજિસટ્રેટ ઘણો પૂરાણો-કાબેલ્યતમાં ખાસ. ૧૫૬

લેઇ સાખશી કહ્યું જોઉઁ છું-મુદ્દામાં તો સાર રે;
સેશનમાં માકૂને નાખ્યો-વડી અદાલત દ્વાર. ૧૫૭

હાલ થયો હિંગામ આય, પણ-હતાં દીલ રંજૂર રે;
કે સેશનમાં સાબિત કરવા-નથી સાખશી પૂર. ૧૫૮

બીજી બિના બની બેશક જે-આય વખત દર્મ્યાન રે;
ત્હેનું બ્યાન કરૂંછ હવે હું-સમજો ચતુરસુજાન. ૧૫૯

પોલિસની બસ હાવી જિદથી-પૂર થયો પોકાર રે;
ઉલટી પડિયાં તે ઉપ્પરતો-સહુ દેશી અખબાર.૧૬૦

"રાસ્ત," "કયેસર," "સમાચાર"-સાથે "જાંમે જમશેદ" રે;
જ્હેની રાસ્ત દલીલો વાંચી-ઉપજ્યો મનમાં ખેદ[1]. ૧૬૧ .

---

૧ દલગીરી.

"જામે જમશેદ" ઇનામને-કીધો સાચ પુકાર રે;
નાણું ભરવા નેક ફંડમાં-હમદિન પડિયાં બ્હાર. ૧૬૨

રાજી થઇને અર્પણ કીધો-રોજીનો કૈં ભાગ રે;
જાન દિલે કુરબાંન થયાં સહુ-નર ને નાર અથાગ. ૧૬૩

મળિયા મિસ્કિન મજૂર સાથે-તાલેવર જરદાર રે;
વિધવા ને સોહાસણ શાણી-ડળનારી લાચાર. ૧૬૪

ઉલટ ધરી સહુ ભરવા લાગાં-શું અમીર શું રંક રે;
દસ હજારનો સ્હેજ વખતમાં-લાવી મેળ્યો અંક. ૧૬૫

ખૂની ને ત્હેના સાથીનો-ખોલે ભરમ તમામ રે;
ત્હેને રકમ બખશવા સારૂં-કીધું આય ઇનામ. ૧૬૬

સોરાબજીના સુત અરદેશર-કામદીન દિલનેક રે;
ચેક તેવણે કિધો રવાને-પનદરસોનો એક. ૧૬૭

અરજ કિધી કરનલ વિલ્સનને[1]-કરવાને માહેર રે;
કે ઇનામ ત્હેને મળશે જે-કરે ભરમ જાહેર. ૧૬૮

પાછો વાળ્યો ચેક વિલ્સને-કરી મસ્લતો પૂર રે;
"કે પત્તા કાજે ઇનામની- કૈંબી નથી જરૂર." ૧૬૯

"વખતે બૂરાં અસત બોલશે-દેખી લાલચ આય રે;"
"બેગુનાહ કૈં માર્યા જાશે-ઉંધો વળશે ન્યાય". ૧૭૦

કપડાંનાં બંડલની કુહાંણી-હવે સાંભળો બ્હેન રે;
જેણે પૂર ઉલટમાં લાવી-કીધાં મન બેચેન. ૧૭૧

"જામે"ના માલેક જહાંગિર-બ્હેરામજી મર્જબાન રે;
કોઇએ આવી તેવણને-કહી ખેંચયું ધ્યાન. ૧૭૨

---

૧ મુંબઇની પોલીસના કમીશનરને.

"ખૂનીનાં કપડાંનું બંડલ-જુઓ ફલાણે ઠામ રે;"
"મારવાડીને ત્હાં પડિયુંછે-આછે તેનું નાંમ". ૧૭૩

દોડ્યા જહાંગીર વિલ્સન પાસે-કરવા તુરત તલાશ રે;
જેણે આપી કબૂલાત બસ-ધ્યાન આપવા ખાસ. ૧૭૪

છપ્પન કલાક વહી ગયાને-આયો ખુદાન[1] શિતાબ રે;
તે બંડળ તો નહિ મળતું કૈં-આપ્યો એમ જવાબ. ૧૭૫

હાવા મોટા વિલમ વિષે આ-કિધો ખુલાસો ત્હાર રે;
સાત હજાર રૂપિયાની ચોરી-ધરતાં લાગો વાર. ૧૭૬

અજબ બિજો આ ગજબ ગુજરિયો-થયાં ખરે પામાલ રે;
ખમિયા બેશે દુખપર ડ્હામો-ખોઈ જાનો માલ. ૧૭૭

આજ શુધીતો આ આફતમાં-ખરચી દ્રવ્ય અથાગ રે;
બેશોએ અંતે ફીટાડ્યા-બદનામીના દાઘ. ૧૭૮

નેક પસીનાનું ધન ખોયું-ખોયાં સુખ આરામ રે;
તે સાથે મુદ્દો મેળવવા-કિધું પુલિસનું કામ. ૧૭૯

ઉંઘ નહી કે ભૂખ મળે કૈં-નહિ દિનરાતે ચેન રે;
ગરથ[2] ગાંઠનું ખોઈ લીધું-માથાંપર દુખસેન. ૧૮૦

જ્હાર "કૈસરે હિન્દ" છાપી-આય બિના દુખકાર રે;
તુરત ફંડ ત્હેમાં ઉઘડાયું-લાગો નહિ કૈં વાર. ૧૮૧

ઘટતા ખરચો કરવા સહુએ-રકમ ભરી કૈં ખાસ રે;
ભરિયું નાણું જૂહેવી જૂહેનાં-ગજવાંની ગૂજાસ. ૧૮૨

પરકોમોબી સાથ મળીને-દુખમાં લીધો ભાગ રે;
બેશ મિસાલે ગણિયાં સહુએ-સલગી દિલમાં આગ. ૧૮૩.

---

૧ મુંબઈની પોલીસનો એક સુપરઈનટેન્ડંટ. ૨ દોલત, પૂંજી.

લોક જુઓ સહુ કહેવા લાગાં-બની બહૂ રડમેસ રે;
કેમ હવે ફરશે જાહિરમાં-અરે આપણાં ખેશ! ૧૮૪

જિવથી જ્યાદા વ્હાલાં બેટી-મ્હોરદાર ને બ્હેન રે;
કેમ હવે ઇજ્જતમાં ફરશે?-અરે દિવસ કે રેન[1]! ૧૮૫

છૂપી ખોળો કરવા કાજે-બની કમીટી એક રે;
જ્હેમાં ઉલટ ધરી ભેળાયા-નર ચાતૂર અનેક. ૧૮૬

પોલિસની આ વર્તણુંકની-આપી વિગતે યાદ રે;
કીધી અરજી હાકમને તો-ચ્હાઈ રૂડી દાદ. ૧૮૭

એક કમીશનથી આ ખુનની-તુરતજ કરવા ખોળ રે;
અરજ ગુજારી પૂર દલીલે-કરી જતનથી તોલ. ૧૮૮

મ્હોલ્લે મ્હોલ્લે રસ્તે રસ્તે-ઘેરો ઘેર બજાર રે;
આ અરજીપર સહિઓ જ્હારે-થઇ ચાલીસ હજાર. ૧૮૯

ત્હારે લાર્ડ હેરિસની ઉપ્પર-કિધી રવાને બાઇ રે;
થોડે દહાડે જવાબ ત્હેનો-પડિયો બ્હાર છપાઇ. ૧૯૦

સહુવાતે થઇ આ ગંજાવર-અરજી નામંજૂર રે;
લખિયું કે બસ હાલ કમીશન-ની કંઈ નથી જરૂર. ૧૯૧

પૂરા જાહાર થશે સેશનમાં-કેદીનો ઇનસાફ રે;
જોઇ લેઇશું ત્હારે, હમણાં-કરજો તજદી માફ. ૧૯૨

બ્રિટિષ રાજની ખૂબી એછે-તપેછ જેથી નૂર રે;
કેદીને ઇનસાફ શકના-લાભ મળે ભરપૂર. ૧૯૩

કાયમ રૂહેજો વિકટોર્યાને-આદિલ બ્રીટિષ ન્યાય રે;
કે ખૂનીબી પૂર જબાની-વગર ન માર્યો જાય. ૧૯૪

---

1 રાત.

સશાનમાં તો વકી મુજબનો–જુવો થયો ઇનસાફ રે;
ફેદીને શક-લાભજ આપી–છોડી દીધો સાફ. ૧૯૫

ખૂની તો કૈં નહિ મળિયોને–ગયા મુફતમાં જાન રે;
ભરમ ઢાંકણે કરમ છુપાયું–જોઇ થયાં હેરાન. ૧૯૬

પોલીસે તો દિધી જબાની–સરી કેદિની નેમ રે;
સાચ બતાવી આય બાબદે–"કસૂરવંતી રૂહેમ.[1]" ૧૯૭

સિડની સ્મિઠની ગ્વાહી ઉપ્પર–મેળ્યો પુર વિશ્વાસ રે;
જડ્જ ફેરને વજન ખરેખર–ત્હેને આપ્યું ખાસ. ૧૯૮

ચાર પારસી તબીબની તો–નહી સાંભળી વાત રે;
માની લીધો પુર ઇતબારે–અકસમાતથી ઘાત. ૧૯૯

પણ જૂઓ આ ખેલ ખુદાનો–વહી ગયા કૈં માસ રે;
જિકર ચલાવી આ બાબદની–બે અખબારે ખાસ. ૨૦૦

લંડનનાં વૈદક પત્રો જે–કુલ જહાંને મશહૂર રે;[2]
જહેનાં મત તો સત કુહેવાએ–રાસ્ત દલીલે પૂર. ૨૦૧

જેમ ચોકસી હેમ[3] પારખે–માળી પરખે ઝાડ રે;
જોગ પારખે જોશી ગ્રહનો–વૈદ પારખે નાડ. ૨૦૨

તેજ મિસાલે આ વૈદક–પત્રોએ સાચ વિચાર રે;
છાપ્યા વજુદ ભરી તકરારે–લામ્બી ભરી કટાર. ૨૦૩

ચાર પારસી તબીબનાં મત–કીધાં પુરમંજૂર રે;
સ્ડિની સ્મિઠની દલીલ તોડી–તકરારે ભરપૂર. ૨૦૪

આય બનાવે લોક લાગણી–કીધી હવે સવાઇ રે;
અગનામાં જે તેલ મિસાલે–નિકળી ભડકું થાઇ. ૨૦૫

---

૧ આ સુખનો નામદાર જડજ ફેરનના છે. ૨ બ્રિટિષ મેડિકલ જરનલ અને લૅન્સેટ. ૩ સુન્નું.

નેક ખસ્લતે જ્યાદા દોડ્યો—નેક સહુનો પ્યાર રે;
તે બતાવવા જાહિરમાં કૈં—નેકો પડિયાં બ્હાર. ૨૦૬

કચખુશરો કાપ્રાજી જહેની—કલમકસી નહિ સ્હેલ રે;
તે સંગિતના[1] પુરવીણે તો—કૂહાડી રૂડી ચ્હેલ. ૨૦૭

ધનવંતાંની બક્ષિશ ધન છે—જ્ઞાની બક્ષિશ જ્ઞાન રે;
સુન્નું રૂપ્પું પ્હેલ્લાંનુ—બીજાંનું રતન સમાન. ૨૦૮

સદગુણવંતાં બેટા બેટી—ગાયનમાં ચાલાક રે;
હિમ્મતથી સાથે લેઈને—ફ્રરજ બજાવી પાક. ૨૦૯

કીધું કિર્ત્તન પાક સતીનું—ગાઈને વ્યાખ્યાન રે;
જિવતાંને હ્યાં તૃપ્ત કરી, ત્હાં—રાજી કિધાં રવાન.૨૧૦

તે જલસાની ઉપજ ફંડમાં—ભરી બતાવી દાજ રે;
તનમન ધન અરપણ કીધાં, આ—બેહુ સતીને કાજ.૨૧૧

સૉરોસિસ કુલબ જેમાં શોભે—બાનુંઓ જ તમામ રે;
ત્હેના સરનશીનનું છે, મિસ—એમા રાઇડર નામ.૨૧૨

અરસ પરસના સ્નેહ સબબ સહુ—જહેમાં છે આમેજ રે;
બાનુંઓ જરથોસ્તી હિન્દૂ—મુસલમાંન ઇંગ્રેજ. ૨૧૩

બીજો જલસો તેઓએબી—ધરી ઉમંગ અપાર રે;
કીધો બીજાં સાથે લેઈ—કાબિલ નરને નાર. ૨૧૪

દેખાડ્યો ઇંગ્રેજોએ પણ—તે શુભ કામે ભાવ રે;
પચરંગી રચનાએ બનિયો—જિન્નતનો દેખાવ. ૨૧૫

ઇંગ્રેજી બાનુંઓ સાથે-મળી પારસણ બ્હેન રે;
ગાવા સારૂ ઉલટે ઊભું—ન્હાનું જેવું સેન. ૨૧૬

---

[1] ગાયન વિદયાના.

આ જલસાની પણ ઉતપંતી–તેજ ફંડમાં ગેઇ રે;
ધન છે એ બ્હાદૂર તમોને–કિરતી કાયમ રૂહેઇ.૨૧૭

એતો સંધું બની ચુકું, પણ–ગયો નહી કૈં ખ્યાલ રે;
ફૈચેતે તો ફરી કમીશનનો–બસ કિધો સવાલ. ૨૧૮

લાર્ડ હેરિસને કબૂલાતની–ફરી આપવા યાદ રે;
અરજ કિધી યાદીજ લખીને–પાછી માંગી દાદ. ૨૧૯

નામંજૂર કિધી બસ તેબી–લખિયા કાંઇ કલામ રે;
જેથીજખમીદિલ-કાગજપર–પડિયાહરફી[1] ડ્હામ.૨૨૦

તોય નહી કૈં મૂગાં બેઠાં–છોડી રૂડી હામ રે;
વીસ હજાર રૂપૈયાનું–કીધું જાહેર ઇનામ. ૨૨૧

ફંડ કમીટી મળી ફરીથી–જાણી રૂડી ફર્જ રે;
મુકરર કીધું વિલાયેતમાં–મોકળવાને અર્જ. ૨૨૨

રાજતણા મુનશી જે રૂહેછે–વિલાયેતમાં તાંહ રે;
રાસ્તી કાજે દાદ ઝરો ખુબ–હરદમ વ્હેછે જાંહ.૨૨૩

આકેબત શું બનશે તે તો–જાણે જગકરતાર રે;
જિવતાં રહિશું તો જાણીશું–મૂવાં તો લાચાર. ૨૨૪

આજશુધી જે બનિયું ત્હેનો–સાચો ફ્હેવા સાર રે;
સોક લાગણીનો લીધો છે–મેં બેશક આધાર. ૨૨૫

પંચ ત્હાં પરમેશ્વર રૂહેછે–એ છે ફ્હેવત સાચ રે;
હીરો નહિ હીણાય કબૂ જો–કોઇ કહેશે કાચ. ૨૨૬

રૂડાં કામે રૂડી હામે–રૂડી રાખી નેમ રે;
કલમ કસી છે રૂડાં દીલે–જેમ લખાવ્યું તેમ. ૨૨૭.

---

૧ અક્ષરના.

મ્હોત મરજથી નહી, બનચશે-અંતે તો હ્યાં કોઇ રે;
એવાં મ્હોતે મરો સહૂ કે-થાય નહી બદગોઇ. ૨૨૮

કયાંમત રોજે સહુને છે ત્હાં-દેવો સાચ હિસાબ રે;
ગાંઠે પૂંજી બાંધ ઝડપથી-ચાલી જશો શિતાબ. ૨૨૯

પાપ મારશે, એમ જહારે-સમજે જન સહુકોઇ રે;
આ બદકારો ? કાંય પુરો છો ? કૂવો જાણી જોઇ. ૨૩૦

બેહૂ આય સતીનો લેઈ-ખરો દાખલો નેક રે;
સત રાખીને પત જાળવજો-સુણો સજન દરએક. ૨૩૧

સ્વપના સરખાં સુખને સારૂ-ના બનતાં બદનામ રે;
દુખ સોસી પણ નેકી કરજો-સફળ થશે સહુ કામ. ૨૩૨

જે આ ગરબી ગાઇ ચેતશે-કરશે દિલને સાફ રે;
ત્હેની મ્હોટી તકસીરોબી-કરશે માલિક માફ. ૨૩૩

તનમનથી એહૂવાલ સાંભળી-રૂડું રાખે ધ્યાનરે;
ત્હેનાં દુખ દરદો સહુ ટળશે-મળશે સુખ નધાન. ૨૩૪

રૂસ્તમજી બાટ્લીવાલાના-પુત નામે ફીરોજરે;
ત્હેની અદના કલમે ઉચકી-લીધો આ દુખ બોજ. ૨૩૫

મુંબઇ શ્હેર મુબારક જ્હેનો-જિન્નત જેવો બ્હારરે;
છઠ્ઠી જાનેવારી અઢારસો-બાણું, બુધવાર. ૨૩૬

તે દહાડે ન તે ઠામે, આ-બ્યાન થયુંછ તમામરે;
લેઓ બ્હેનો હવે નમીને-પાક ખુદાનું નામ. ૨૩૭

